# દુલહન દુલાલી.

## (કાળા પહાડ.)

એક રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા.



મૂલ્ય દશ આના.

વિશ્વજ્યોતિ કાર્યાલય અડાજણ—સુરત.

॥ प्रगति मंदिर ग्रंथमाळा ग्रंथांक २२.

# દુલહન દુલાલી.

## (કાલા પહાડ)

ગ્રંથકારઃ—શ્રી રસિકચંદ્ર વશૂ.

(શેરશાહ, ચિન્તા ઇત્યાદિના પ્રણેતા.)

અનુવાદકઃ—ફતેહચંદ કર્પૂરચંદ લાલન.

પ્રસિદ્ધ કર્તાઃ

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

પ્રગતિ મંદિર, વિશ્વજ્યોતિ કાર્યાલય-અડાજણ

સુરત.

આ ચોપડીના ૧ થી ૫૬ સુધીના પેજ "દેશી મિત્ર" પ્રેસમાં છાપ્યાં અને ૫૬ પાછળના પેજ "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યાં.

કીંમત દશ આના.

# ગ્રંથકારનું અર્પણ.

જેમણે

પરમાનંદના આહ્વાનમાં

આસક્તિનો મોહપાસ છિન્ન કરી

વૈરાગ્યનું અવલંબન કર્યું છે.

તેઓજ

દ્વંદ્વાતીત, જીવનમુક્ત અગ્રહી

સિદ્ધ પુરૂષ

બાવાજીને ચરણ-કમળે

ભક્તિના પુષ્પ ચંદન રૂપે

તેમના દાસે

આ નાનુંશું પુસ્તક

અર્પણ કર્યું છે.





પ્રગતિ મંદિર ગ્રંથમાળાના ૨૨માં પુસ્તક તરીકે આ **દુલહન દુલાલી** નામનું ઐતિહાસિક વાર્તાનું પુસ્તક પ્રકટ કરતાં આનંદ થાય છે.

સવત ૧૯૮૦ના પોષ માસમાં વિદ્વવર્ય પંડિત શ્રીયુત ફતેહચંદ કર્પૂરચંદ લાલન અડાજણ આવ્યા ત્યારે તેમની પાસે મેં અમારા વિશ્વજ્યોતિ માસિકને માટે એકાદ લેખ આપવાની પ્રાર્થના કરી. તે વખત તેમની પાસે પોતે પ્રવાસમાં હોવાથી અન્ય લેખ તો ન હતો. પણ આ પુસ્તક હતું. તે તેમણે મને બતાવ્યું. જોતાં તે ઘણુંજ ઉપયોગી જણાયું એટલે મે તેમની પાસે તે પ્રકટ કરવાની માંગણી કરી. ઉદાર દીલના તે તત્વનિષ્ઠ પુરૂષે મને હા પાડી આભારી કર્યો. આ રીતે પુસ્તક મેળવ્યા પછી પુનઃ તેનુ શાંત ચિન્તે અવલોકન કરતાં મને તે ઘણુંજ રસિક અને બોધક લાગ્યું. તે સાથે વિચાર થયો કે તેને છૂટા પુસ્તક રૂપે છપાવવું કે વિશ્વજ્યોતિમાં તે છાપવુ શરૂ કરવું. મારી મૂળ માંગણી વિશ્વજ્યોતિના લેખ માટે હતી તેથી સર્વ ગ્રાહકોને સંતોષ ખાતર તે માસિકમાં શરૂ કર્યું અને શરૂ થયા પછી જે જે ગ્રાહકોના તે વાંચવામાં આવ્યુ તેમના તરફથી સંતોષ ઉદ્‌ગારો મળતા રહ્યા. અને તેને લઈ જુદા પુસ્તક રૂપે છાપવાની વૃત્તિ પણ ઉદ્‌ભવી. પરિણામ સ્થુલરૂપમાં આ પુસ્તકની પ્રસિદ્ધ આજે વાંચકો જોઈ શકે છે.

વર્તમાન સમય તો નવલકથાનો છે એમ કહીએ તો પણ ચાલે. નવલકથાનો ઉદ્દેશ મનુષ્યને કડવી ગોળી ઉપર ખાંડનું પડ ચઢાવી જેમ તે દ્વારા તે ગ્રહણ કરવાની સુગમતા કરાઇ વ્યાધિની નિવૃત્તિ ઉપર લક્ષ રખાય છે. તેવીજ રીતે ઉત્તમ બોધને વિવિધ આડ પ્રસગોમાં ગુથી વાંચકોને ઉચ્ચ ભૂમિકામાં લઇ જવાનો છે. આ વાર્તા તે ઉદ્દેશની કેટલા અંશમાં સિદ્ધિ કરે છે તે વિચારવાનું કામ રસિક વાંચકોનું છે. જો તેઓ મનનપૂર્વક તેનું નિદિધ્યાસન કરશે તો ઘણા પ્રસગો તેમને તેમાંથી મળી આવશે. તે સાથે સુજ્ઞ વાંચકો એટલું પણ જોઇ શકશે કે આજકાલ કેટલાક લેખકો તરફથી નવલકથાના વાસ્તવ ઉદ્દેશને ભૂલીને તેનામાં વાંચકોની મનોવૃત્તિને તદ્દન નીચે ઉતારનાર શબ્દ વિષને ભેળવવામાં આવે છે તેવું પણ આ ઉપન્યાસમાં કંઈ નથી.

દુલહન દુલાલીનુ મૂળ પુસ્તક બંગાળીમાં **કાળા પહાડ** નામથી શ્રીયુત રસિકચંદ્ર વસુ તરફથી પ્રકટ થયું છે. અને તેનો અનુવાદ પડિત શ્રીયુત લાલને કર્યો છે. પડિત લાલનના નામથી ગુજરાત અજાણ્યું નથી. અને તેમના હાથે અનુવાદ થયલા આ પુસ્તકમાં બને તેટલી સરળતા, અને બોધકતા આવી છે. તેમ રસક્ષતિનો દોષ પણ આવવા પામ્યો નથી તે તેમની વિદ્વતાને આભારી છે.

અને આ વાર્તા વાંચ્યા પછી તેનું જે રહસ્ય જણાયું તેનું પરિસ્ફોટન છેવટ ઉપસહારમાં કરાયું છે. અને આશા છે કે વિવેકી વાંચનાર આ વાતને પુરેપુરી વાંચ્યા પછી પોતાને જે જે બોધ સ્ફુરે તેનું સુક્ષ્મ ટાંચણ કરી તે બોધને પોતાના જીવનમાં ચરિતાર્થ કરવાનો પ્રયાસ સેવશે તો લેખક પ્રકાશક તથા અનુવાદકની ત્રિપુટીના શ્રમનું સાથકય થશે.

સં. ૧૯૮૦ આશ્વિન શુક્લ ૩
વિશ્વજ્યોતિ કાર્યાલય,
અડાજણ–સુરત.

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

# ભાષાંતરકારની—પ્રસ્તાવના.

કેટલાંક પુસ્તકોના પ્રકરણો બોધક હોવા સાથે એવાં રસ પૂર્ણ ને આકર્ષક હોય છે કે જિજ્ઞાસુ વાંચનારને ગ્રંથકારની ભેટ કરવામાં પ્રસ્તાવનાનો વાંચનરૂપ અંતરાય કરવો એ મને તો યોગ્ય નથી લાગતું.

અનુભવ પૂર્વક મેં જોયું છે કે બંગાલી ન જાણનારા બાંધવો ને બ્હેનો સમક્ષ આ પુસ્તક વચાતા, ઉત્તરોત્તર અધિક અધિક દ્રવતા રસવાળાં પ્રકરણોનું--વસ્તુ જાણવાનું તેમને બહુ મન થતું.

મારાપર આ પુસ્તકે શી અસર કરી તેપણ અહીં સંક્ષેપમાં કહી દઉં. આજથી સાત કે આઠ વર્ષપર જ્યારે હું ટુંક મુદતને માટે બેંગલોર હતો, ત્યારે આપણા આ જંબુદ્વિપના (એશિયાના) કવીન્દ્ર શ્રીરવીંન્દ્રનાથ ટાગોરના ભક્તિભર ઇંગ્રેજી કાવ્યોનું હું પાન કરતો હતો. એ ઉચ્ચગ્રાહી કાવ્યોનો મૂળ બંગાલીમાં કેવો ભક્તિઅંબાર હશે, તે જાણવા—જોવાની તીવ્ર જીજ્ઞાસા મારામાં જન્મવા પામી. ૬૦ કલાક આપી મે બંગાલી ભાષાના હિંદી-બંગલા શિક્ષા—પ્રથમ ને દ્વીતિય ભાગ પૂરા કર્યા. પૂરા થયા પછી બંગાલી ભાષાના નિપુણ—વાંચક—સાહિત્યરસિક ભાઇ શુશીલ (ભીમજી હરજીવન) ને મેં લખ્યું કે બંગાલી ભષાનો પરિચય કરવા મારે શું વાંચવું ! તેઓએ મારા પત્રનું ઉત્તર આપ્યું નહિ. તેમજ મને કંઇ સૂચના પણ કરી નહિ. પરંતુ એમણે આ વાર્તાનું પુસ્તક મને પાઠવ્યું. વાંચતા મને કંઇક સરલ અને રસાત્મક લાગ્યું. પ્રકરણમાં વાર્તા કારે વાત કરતાં એવો જિજ્ઞાસારસ દ્રવતો રાખેલ કે રોજ એક પ્રકરણનો અનુવાદ કરી મુંબઇ ફેર કોપી કરવાને મોકલવા લાગ્યો. આ વેળા મારી પાસે બંગાલી કોશ કે વ્યાકરણ ન હતાં, તથાપિ વાર્તા રસનું તેજ એવું વિશિષ્ટ હતુ કે વાર્તાકારના વાક્યોનો આજ અર્થ અહીં ઘટે, અન્ય નહિ, એવો પ્રકાશ મારી મનોવૃતિપર પડતો હતો. તથાપિ વિચિત્રવિધ રૂચિના મનુષ્યના સમુદાયરૂપ આ જગત્ હોવાથી, આ વાર્તામાંથી કયા વાંચકને કયો રસ—કામરસ, ભક્તિરસ, તત્ત્વરસ, પ્રેમરસ, અધ્યાત્મરસ, કરૂણરસ પસંદ પડશે તે નક્કી કરવાનુ કામ મારૂં નથી. સરસ્વતીચંદ્રના પ્રખ્ખર લેખકે એ અદ્વીતિય વાર્તાની પ્રસ્તાવનામાં વાંચનારના વર્ગો પાડેલા છે, તે સ્મર્ણ કરી જવાની હું માત્ર ભલામણ કરૂં છું.

આત્મબંધુ સુશીલે મને બંગાલી ભાષાનો પરિચય કરવા માટે વિવિધ રસપૂર્ણ આ પુસ્તક મારા પર પાઠવ્યું, તેમજ આ વાર્તામાં આવેલાં મનોગમ બંગાલી કાવ્યોનો ગુજરાતી પદ્યમાં અનુવાદ કરી આપ્યો, તેને માટે તે બંધુનો અહીં ઉપકાર માનું છું.

આ પુસ્તક આખું 'સુંદર' અને 'સારું', તથાપિ તેને પ્રસિદ્ધિમાં મૂકવાને આટલો વિલંબ કેમ થયો હશે, એવી કોઇને શંકા ઉદ્ભવે તો તેને ખુલાસો એ છે કે એ પુસ્તકની એકજ નકલ મારી પાસે હતી, તે એક સુજન મારી પાસેથી પ્રગટ કરવાને લઇ ગયા, તેના હાથમાંથી તે એવી રીતે સરી જવા પામ્યુ કે પાછું મળવાની આશા પણ નહિ. લગભગ ત્રણેક વર્ષે તે ભાઇએ આ પુસ્તકને લાવી આપ્યું.

ત્યારબાદ શ્રી વિશ્વજ્યોતિના સંપાદક શ્રીયુત પ્રભુશંકર નરભેરામને મેં આપ્યું. એમને તે ગમ્યું, અને પોતાના માસિકમાં મારી રજા લઇ પ્રસિદ્ધ કરવા માંડયું. તેઓ લખે છે કે "દુલહનદુલાલીની વાર્તા ગ્રાહકો તથા વાંચનારને બહુ મનોહર લાગી છે. પ્રસિદ્ધ કરવા પુસ્તકરૂપે પરવાનગી આપશો" હું તેમને હર્ષ ભેર આ પરવાનગી આપુ છુ.

આ વાર્તાના પ્રણેતા શ્રીયુત બાબુ શ્રી રસિકચંદ્ર મને ગુજરાતી અનુવાદ કરી પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપી, તેને માટે તેઓ શ્રીનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનુ છું.

વાચનારને ગ્રંથકાર વચ્ચે આટલો પ્રસ્તાવના વાચનનો અંતરાય નાંખવા માટે ક્ષમા માગી વાંચનારના હસ્ત કમલમાં આ વાર્તાના ખુશબોદાર પ્રકરણ-પુષ્પો મૂકું છું.

યોગ-સાધના મંદિર
મઢડા-ભાવનગર સંસ્થાન
સંવત-૧૯૮૦ના ભાદ્ર શુકલ ૯, મંગળ

લી. વિનયાવનત
ફ. ક. લાલન.



# દુલહન દુલારી.

## ભાગ ૧

# દુલહન દુલાલી.

## અથવા

## પતિ પત્નીનો દિવ્ય પ્રેમ.



### પ્રકરણ ૧લું.

### આનંદ

ગંગાના તીરપર બીરજાઓન ગામને છેડે એક નાનું સરખું આંબાનું વન આવેલું છે. આ આમ્રવનની વચ્ચે એક સ્થળે એક નાનીશી પર્ણકુટીના દ્વાર પાસે પ્રેમાનંદ બાવા કુશાસન (દર્ભનું આસન) પર બેઠા છે.

બાવાજીનું મસ્તક મુંડિત છે, કેવળ શ્વેતવાળની એક નાનીશી શીખા દિવ્ય જ્યોતિની શીખાની પેઠે પછવાડે લંબાઇમાંન રહેલી છે. વદનમંડળ પર મુંછનું નામ નહિ, શરીર તપ કૃશ, અને વર્ણે ગૌર છે, મુખમંડલે શાન્તિ તેમજ પ્રેમની અપૂર્વ જ્યોતિ છે.

બાવાજી ચક્ષુ બંધ કરી ભગવન્નામ સ્મર્ણ કરે છે. આ વખતે વૈશાખ માસ છે. મધ્યાન્હ પછીનો સ્નિગ્ધ દક્ષિણ પવન આંબાના પાંદડાંને જરા હલાવતો ધીરે ધીરે વહન કરે છે. પાંદડાંમાં ઢંકાયલી આમ્ર શાખા પર બેશી કોયલ આનંદે કુ–ઉ કુ–ઉ ગાન કરે છે. ચંપાની શોભા વડે જગત આનંદમય થઇ રહ્યું છે, વૃક્ષે, લતાએ, પત્રે, પુષ્પે અને ફુલે આનંદ દેખાઇ આવે છે. બાવાજી આનંદવનમાં બેઠા બેઠા પોતે પરમાનંદે મગ્ન થાય છે.

આ વેળા એક નવીન યુવકે ધીમે ધીમે આજ આમ્રકાનનમાં પ્રવેશ કર્યો. યુવક તપેલા સુવર્ણના જેવી ગૌર કાંતિનો છે, સુવર્ણ પ્રતિમાની પેઠે તે અંગ શોભા વડે તેમજ સૌંદર્યના અપૂર્વ પ્રભાવ વડે ઉજ્વલ છે. યુવકના પોશાકમાં શ્વેત રેશમનું વસ્ત્ર છે. ઉત્તરાસન પણ શ્વેત રેશમનુંજ છે. જમણી ભૂજામાં ઇષ્ટ સિદ્ધિ દાયક માદળીયું બાંધેલું છે. મસ્તક પર સારી રીતે ઓળેલા લાંબા કાળા વાળના ગુચ્છા છે, લલાટપર ચંદન લગાડેલું છે. મુખ મંડલપર હમણાં ફુટેલી હોયની તેવી મુંછની કાળી રેખા છે, ને ભ્રમરો પ્રભાત કમલ સરખાં સુંદર છે.

યુવક બીરજાઓન ગામનો વતની નઝાન ચાંદરાયનો પુત્ર કાલાચાંદ રાય છે. કાલાચાંદ પ્રેમાનંદ બાવાજીનો શિષ્ય છે; રોજ મધ્યાન્હ ઉતરતાં બાવાજીનાં દર્શન કરવા આવે છે. આજે પણ તે આવેલ છે.

હવે કાલાચાંદે આશ્રમમાં પ્રવેશ કર્યો. ઝુંપડીની સન્મુખ જઇ જોયું તો બાવાજી જપ ક્રિયામાં મગ્ન છે. ચક્ષુ બંધ છે. કોઇ વેળા હોઠ કંઇક ચાલતા જણાય છે. એજ પ્રસન્ન મૂર્તિ-માંથી જાણે પ્રેમ અને આનંદ ઝરતા ન હોય તેવું લાગે છે. કાલાચાંદ સાષ્ટાંગ પ્રણામ કરી ઉભો રહયો છે.

કંઇક સમય જતાં બાવાજીના જપ પૂર્ણ થાય છે ચક્ષુ ખોલે છે. પછી કાલાચાંદને સન્મુખ જોઇ બોલ્યા, બાપુ ક્યારે આવ્યો છે; બેસ.

પ્રસન્ન દ્દષ્ટિમાં અને સ્નેહ ભરેલા સ્વરમાં વાત્સલ્યભાવ ઉછાળા મારવા લાગ્યો.

યુવક બાવાજીની ચરણરજ મસ્તકે ચડાવી સહજ દૂર બેઠો.

બાવાજી બોલ્યા, બાપુ, જગત્ તરફ ફરીને જો આજ કેવું દેખાય છે.

યુવક–બહુજ પ્રફુલ્લ, જાણે આનંદરૂપ હોયની.

બાવાજી–હાં બાપુ; જગત્ આનંદમય પરમાનંદની આનંદલીલાનું વન તેના આરંભમા, મધ્યમાં, અંતમાં કેવળ આનંદ. ઋષિઓએ કહ્યું છે કેઃ–

१ " आनंदाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते
आनंदेन [illegible] जातानि जीवन्ति,
आनंदं प्रयान्त्यभि संविशन्ति."

એ જગત્–એ ભૂતગણ આનંદમાંથી થયાં છે, આનંદમાજ રક્ષિત છે, આનંદમાંજ લીન થશે. જન્મમાં આનંદ છે, જીવનમા આનંદ છે, મરણમાં પણ આનંદ છે, એ જગત્ આનંદમાં ઉન્મત્ત છે. આનંદજ જગત્ છે અથવા જગતજ આનંદ છે.

યુવક વિસ્મિત થઇ બોલ્યો, પ્રભુ, જગત્ જો આનંદ છે, તો જીવને દુઃખ કેમ દેખાય છે.

બાવાજી–બાપુ, વિસ્મય થાઓ નહિ. દુઃખ કહેતાં કંઇ નહિ, દુઃખ જીવને મનની ભ્રાંતિ છે. એ ભ્રાંતિ દૂર કરતાં અખંડ આનંદ–પરમાનંદ પ્રાપ્તિનું સાધન હાથ આવે છે.

યુવક–પ્રભુ, એ અખંડ આનંદ લાભ કેવી રીતે થઇ શકે છે ?

બાવાજી–પ્રથમ સમજ કે, સુખ દુઃખ, શીત, ઉષ્ણ, એ સર્વ મનની કલ્પના માત્ર છે. મનને સહનશીલ કરી આત્માને વશવર્તી કરતાંજ એ સર્વ દ્વંદ્વ (જોડકાં) પલાયન થતાં જાય છે. માટે તું જે દુઃખની વાતો કરે છે, તેની અત્યંત નિવૃત્તિ થાય છે. પરંતુ એ સાધન કઠીન છે.

---

૧ આનંદ સમુદ્રમાંથી ખરે આ ભુતો ઉત્પન્ન થયાં છે, ઉત્પન્ન થએલાં જીવે આનંદ વડે જીવે છે. આનંદ તરફ જઇ તેમાં પ્રવેશ પામે છે.

ભગવાને કહયું છે કેઃ—

૧ "इन्द्रियाणि प्रमाथिनि हरन्ति प्रसभंमनः ॥

ચંચલ મન સહજે ઇંદ્રયોનાં આકર્ષણથી ચલાયમાન થઇ પડે છે. આજે તને આનંદ પ્રાપ્તિના સહજ સાધનની વાત કહીશ. આજે વિશ્વવ્યાપી મહાનંદ, આ પરમાનંદના અંશ પ્રતિ જીવનું હૃદય છે તેજ આનંદાંશને સ્નેહ, પ્રેમ કે પ્રીતિ કહેવામાં આવે છે. પાત્ર ભેદે એના વિકાસનાં નામ સ્નેહ, પ્રણય, ભકિત વગેરે હોય છે. ભકિતથી સ્નેહ અને સ્નેહથી પ્રેમ વિશેષ ગાઢ હોય છે. આજ સ્નેહ, પ્રણય, ભકિત નિર્મળ થતાં મનુષ્ય સહજે અખંડ આનંદ પ્રાપ્તિ કરી શકે છે. કિન્તુ, બાપુ, સ્વાર્થની મલિનતા સહજે દૂર થતી નથી, મનુષ્ય પોતાને ભુલી પરનો થઇ શકતો નથી. તેથી સર્વની વચ્ચે એજ આનંદાંશ વ્યાપ્ત થઇ સર્વ ભાગે પરમાનંદ પ્રાપ્ત થતો નથી.

"નાભિ કમળમાં ભરી કસ્તુરી,
કેમ ભમે મૃગ વનમાંરે......"

ભાવાર્થ—કસ્તુરી પોતાની નાભિના મધ્યમાં રહી છે. તેને નહિ સમજી શકી, કસ્તુરીની, શોધમાં વનનું હરિણ ભ્રમિતની પેઠે આમતેમ નાશે છે. અરે, જીવનું શું દુર્ભાગ્ય !

યુવક—ભકિત, સ્નેહ, પ્રેમ અને સ્વાર્થ એ, પ્રભુ, શું છે ?

બાવાજી—એ સર્વની મધ્યે સ્વાર્થ રહે છે, માટે આખું જગત સ્વાર્થથી વિંટાયલું છે. સાધારણ રીતે સ્વાર્થ રહેવાનો સંભવ તું હારા પિતાની ભકિત કરે છે, તેમાં પણ છે. કેટલાંક શાસ્ત્રની આજ્ઞા છે કે પિતાની ભકિત ન કરવાથી અધર્મ થાય. કેટલીક ભકિત કૃતજ્ઞતાને લઇને પણ થાય છે કારણ કે પિતાએ રક્ષણ તથા પાલન કરેલું છે. પોતાની માલ મિલકત, ધન સંપતિ આપેલી છે. કેટલાક ભયથી બચાવેલ છે. પત્ની પતિ પર જે પ્રીતિ કરે છે તેનું પણ એમજ સમજવું. કેટલુંક શાસ્ત્રના ફરમાનથી અને સમાજ નીતિથી કેટલીક કૃતજ્ઞતાથી, કેટલાક ભયથી, આ પ્રાણનુંજ આકર્ષણ થવા પામે છે અને તે આગળ જતાં નિઃસ્વાર્થ પ્રેમ બને છે. આ પ્રાણનું આકર્ષણ વધી વધીને અંતે સ્વાર્થના કારણનો લોપ થઇ જાય છે. પછી જે રહે છે તે પ્રીતિ એકવાર તે સ્વાર્થ શૂન્ય થઇ નિર્મલ થવા પામે છે પરંતુ એ સાધનની અપેક્ષા રાખે છે.

યુવક—ત્યારે શું જગતમાં નિઃસ્વાર્થ પ્રીતિ નથી ?

---

૧ મહોન્મત્ત થએલી ઇન્દ્રિઓ મનને બળથી હરી જાય છે.

બાવાજી—દુર્લભ પણ છે ખરી. કંઇ કરે નહિ, છતાં જોતાંજ આનંદ થાય, જો ન દેખે તો જગત્ શૂન્ય હોય એવું લાગે સદ્‌ભાગ્ય હોય તો એ પણ વસ્તુ મળે જયારે તે મન માનીતું મનુષ્ય આવે કે તુરતજ પ્રીતિ પોતેજ સ્ફૂરાયમાન થાય એ પ્રેમને પાત્રાપાત્ર નથી. વર્ણજાતિ નથી. એમાં વાસનાનો કાદવ નથી. આજ પ્રેમ તે પરમાનંદ. મનુષ્યજ મનુષ્યને ભગવત્ પ્રાપ્તિનું બ્રહ્મ આસ્વાદનું પ્રથમ પગથીયું છે. પ્રધાન અવલંબન પણ તેને એજ છે.

યુવક—ત્યારે પ્રભુ, હું સમજયો, માનવ પ્રેમજ પરમાનંદ પ્રાપ્તિનો પથ છે.

બાવાજી—કેવલ પથજ નહિ પરંતુ માનવ પ્રેમ અને પરમપ્રેમ એ એકજ વાત. જેમ ઘટાકાશને મહાકાશ એકજ વસ્તુ છે તેમ પ્રેમ પણ છે. હવે બાપુ, જે નિષ્કામ થવા ઇચ્છે છે, તે પોતાનું ભુલી જવા ઇચ્છે છે. કામ અને પેમ એ બન્ને ભિન્ન વસ્તુ છે. પોતાને ભુલી ન શકયો, પોતાની ઇન્દ્રિય સુખ ઇચ્છા છોડી ન શકયો, તો પ્રેમ છે નહિ. તે આનંદ પ્રાપ્તિના સદ્‌ભાગ્યનો કામી નથી.

યુવક—પ્રેમને વર્ણ જાતિ નથી એમ જે કહેવામાં આવ્યું તેનો શો ભાવાર્થ ?

બાવાજી—વર્ણ, જાતિ મનુષ્ય કલ્પિત છે; પ્રેમ તો મનુષ્યના વિધિ નિષેધને આધીન નથી. સ્મૃતિની વ્યવસ્થા માટે ગૃહ વ્યવસ્થા ચાલી, કિન્તુ પ્રેમ સ્મૃતિને અનુસરી ચાલ્યો નહિ. ચુંબકને લોહાનું આકર્ષણ કરવા મના કરીએ, તો તે કાંઇ મના કરનારને ગણકારે ! તેવી રીતે પ્રેમને જાતિ વિચાર નથી. પ્રેમના શોભાયમાન ક્ષેત્રમાં સર્વે એક જાતિના છે. પ્રેમ એનું નામ કે આત્મત્યાગ—પોતાને વેંચી નાખવું, તેમાં શો જાતિ કુલનો વિચાર કરવાનો છે ? ત્યાં તો કેવલઃ—

"જો કચ્છુ મુઝે તુંહિ હૈ"

"સર્વસ્વ મારૂં તુજમાં"

ત્યાંતો કેવળ તુંહિ તુંહિ.

ગોપીઓ— * "સ્થાવરજંગમ દેખે, ના દેખે અન્ય મુર્તિ

યાહાં યાહાં નેત્ર પડે તાહાં કૃષ્ણ સ્ફૂર્તિ"

આમ ગોપ રમણીઓનો કામ પ્રેમરૂપે પારણામ પામ્યો છે.

સાંભળ એક વાત તારે અવસ્યે કાલે ગૌડ જવું પડશે બાદશાહ સોલેમાન તહને બોલાવશે.

યુવક—પ્રભુ, એ વાત મેં સાંભળી નથી. બાદશાહ મ્હને ખબર છે કે મ્હને જાણતો નથી હું ગૌડ દરબારમાં કદિ પણ ગયો નથી. અને જવાની ઇચ્છા પણ નથી.

---

* સ્થાવર જંગમમાં કોઇ મુર્તિ દેખાતી નથી, જયાં જયાં દ્રષ્ટિ પડે છે ત્યાં ત્યાં કૃષ્ણ ઉભા દેખાય છે. "લાલન"

બાવાજી—ઇચ્છા ન હોય તો પણ જવું પડશે. કર્મસૂત્ર ત્હને આકર્ષણ કરે છે, માટે રહેવા પામી શકીશ નહિં.

યુવક—જવાનું ફલ શું દેખાય છે ?

બાવાજી—શુભા શુભ બન્ને છે. કર્મ શ્રોત (નદી) ત્હને બહુ દૂર ઘસડી જશે. બાપુ, ભવિષ્ય જાણવામાં લાભ શો ? જે ભવિતવ્ય, તે થશેજ. પુરૂષાકારે (પ્રયત્નથી) દૈવ અટકી શકે નહિ.

१ असंभवं हेम मृगस्य जन्म
तथापि रामा लुलुपे मृगाय

ભગવાનને પણ આમ ભ્રમ થયો છે. તો મનુષ્યની શું વાત ?
ભવિષ્યનો વિચાર કરવાનું કંઇ પ્રયોજન નથી.
કાલેજ ગૌડ જવું. આશિર્વાદ આપું છું. કે ત્હારૂં મંગલ થાઓ.
યુવક—અને કયારે આપશ્રીના ચરણનાં દર્શન થશે ?

બાવાજી—મ્હારી સાથે હવે આ સ્થળે મેલાપ થશે નહિ. હું તીર્થ દર્શન કરવા જઇશ. કાશીમાં તારી સાથે મેળાપ થશે.

એ વેળા સ્નિગ્ધ વાયુ ગંગાના કલકલ નાદને વહન કરતો ધીમે ધીમે આશ્રમમા ફેલાય છે. ગુરૂ-શિષ્ય ઉભય ચાંદીના જેવી શ્વેત ગંગા નદીની દિશા તરફ ફરી ગાવા લાગ્યાઃ—

२ मातःशैल सुता सपत्नि वसुधा, शृंगार हारावलि,
स्वर्गा रोहण वैजयन्ति भवती, भागीरथी प्रार्थये.

શાંત નિર્ઘોષ-સ્વર રહિત તપોવનની પેઠે મંદાક્રાન્તા છંદની પેઠે ગુરૂની ગંભીર સ્વર લેહેરી પર તે આમ્રવન સ્નિગ્ધ અને પવિત્ર થવા લાગ્યું.



---

૧ સુવર્ણના મૃગનો જન્મ હોવો એ અસંભવિત છે. તથાપિ (તેવા) મૃગમાં રામને લોભ થયો.

૨ માતા પાર્વતીની શૉકરૂપ, વસુધાના શૃંગારની હારમાળા, સ્વર્ગની આરોહણકલ (લિફ્ટ) એવી હે ભગવતી ભાગીરથી આપની હું પ્રાર્થના કરૂં છું.

## પ્રકરણ ૨ જું.



## કર્મ સૂત્ર.

બંગાલની રાજધાની ગૌડના દરબારગૃહમાં રત્નજડિત સિંહાસનપર બેઠેલા બાદશાહ સોલેમાને વજીર કરીમખાંને કહ્યું કે, રાજધાનીના ફોજદારની પદવી પર કોને નિમવો યોગ્ય છે?

વજીરે સલામ કરી કહ્યું, શાહેનશાની મરજી હોય તો મુનસી હમીદખાંને નિમવો યોગ્ય છે. હામિદખાં બાદશાહનો ઘણા દહાડાનો નોકર છે.

બાદશાહે મૃદુહાસ્ય કરી કહ્યું, હા. હામિદખાંને જાણું છું; ગૌડના અધિકારની વખતે તેજ હાંમદખાંજ સર્વની આગળ નાશી ગયો હતો, ગૌડની ફોજદારી એવા શૂરવીરના કામની નથી.

વજીર ક્ષુંચાઇ ગયો. લજ્જાથી તેનું મુખ લાલચોળ થઇ ગયું.

બાદશાહ—આ કામ પર કોઇ હિંદુને નિમ્યો હોય તો કેમ?

વજીર—રાજધાનીમાં એવો કોઇ હિંદુ દેખાતો નથી કે જેના પર નગરરક્ષાનો ભાર રાખવાથી નિશ્ચંત રહ્યું જાય. તો શાહનશાહ જેને પસંદ કરે, તે નિમાવાનો સંભવ છે. બાદશાહે કોને મનમાં ધારેલ છે?

બાદશાહ—નઝાનરાય તમારા ધ્યાનમાં આવે છે?

વજીર—આપની કંઇ પણ ભુલ નથી. પરંતુ આપણો એ જુનો મિત્ર આ લોકમાં હવે નથી.

બાદશાહ—તે હું જાણું છું. મ્હેં નઝાનરાયના પુત્રને ધારેલ છે. આ દરબારમાં નઝાનરાયના પુત્રની વાત કોણ કહી શકે?

સુંદુરી રંગના ચક્ષુવાળો મોલવી હાફેજઉદીન સલામ કરીને બોલ્યો, નઝાનરાયના પુત્ર કાલાચાંદે આ બંદાની પાસે ફારસી અભ્યાસ કર્યો છે. કાલાના શરીરમાં અઢાર યુવાનીનું બલ છે. કાલાના સરખો તીરંબાજ અને સ્વાર દક્ષિણ પ્રાંતમાં બીજો કોઇ નથી.

બાદશાહે પ્રસન્ન મુખથી કહ્યું, નઝાનરાયના પુત્રના ચરિત્રની વાત તમે શું જાણો છો?

મોલવી સાહેબે ફરીથી સલામ કરી કહ્યું; કાલાની જે વાત તેજ તેનું કામ કાલાએ નઝાનરાયનું મુખ ઉજ્વલ કર્યું છે. એ મૂર્તિ પૂજા ૧ કરે છે એજ એક દોષ એમાં છે. નહિતો કાલામાં બીજો કોઇ દોષ નથી.

---

૧ મુસલમાનો બુત પરસ્તી–મુર્તીપૂજા જેવું કોઇ પાપ સમજતા નથી.

મૃદુહાસ્ય કરી બાદશાહે વજીરને કહ્યું, કાલાચાંદ નિમકહલાલનો બેટો છે. વળી તે બહાદુર છે. હું તેને જાણું છું. કાલાચાંદને રાજધાનીમા ફોજદાર નિમવાનું ધાર્યું છે, તમે શું કહો છો?

વજીરે તુરત જવાબ આપ્યો, શાહેનશાહની જે ઇચ્છા તે ઉત્તમ, તેમાં સંદેહ શો? કાલો ઉચ્ચ જાતિનો, ઉચ્ચ કુલનો, શૂરવીર ને વળી ધનવાન્ છે માટે તે ફોજદાર થવાને યોગ્યજ છે.

બાદશાહે કહ્યું—ત્યારે હમણાંજ પરવાના સાથે સવારને મોકલાવી દો.

બાદશાહનો આજ્ઞાપત્ર લેઇને તત્ક્ષણ પાચ સવારે કાલાને ગામ પ્રયાણ કર્યું. કાલાચાંદ સમજી ગયો કે ગુરૂદેવે સત્યજ કહ્યું છે; કર્મસૂત્ર મ્હને [1]આકર્ષણ કરે છે. ઇચ્છા ન હોવા છતાં પણ ગૌડ જવું પડે છે.

કાલાચાંદે મા પાસે બાદશાહના હુકમની વાત કરી, મા બોલી, બેટા, બાદશાહનો હુકમ છે માટે જવુંજ જોઇએ. જે ત્હને ચાહે ત્હેની ત્હારાથી ઉપેક્ષા થઇ શકે નહિ.

માતાની ચરણરજ શીરપર ચડાવી કાલાચાંદે ગૌડ ભણી પ્રયાણ કર્યું.

ગૌડ આવી કાલાચાંદ બાદશાહના દરબારમાં હાજર થયો. વજીરે ત્હેને બાદશાહની પાસે હાજર કર્યો. અને કહ્યું, શાહેનશા, આ નઝાનરાયનો પુત્ર કાલાચાંદ. કાલાચાંદે ભુમિસ્પર્શ કરી ત્રણવાર કુર્ણિસ (નીચા વળી કરવામાં આવતી સલામ) કરી.

આ અનિંદ્ય, સુંદર, ઉંચા શરીરને જોઇ પ્રફુલ્લવદને બાદશાહે કહ્યું, ત્હારૂંજ નામ કાલાચાંદ?

કાલાચાંદે ફરીથી કુર્ણિસ કરી કહ્યું, બાદશાહના સેવકનું એજ નામ છે.

બાદશાહ—ત્હને શા માટે બોલાવ્યો છે, ત્હારા કાંઇ જાણવામાં આવ્યું છે?

કાલાચાંદ—હજી, તે તો કાંઇ જાણવામાં નથી. બાદશાહનો જરૂરી હુકમ મળતાં હું માત્ર દરબારમાં હાજર થયો છું.

બાદશાહ—ત્હારા પિતા નઝાનરાય એ સરકારના હિતેષી મીત્ર, નિમકહલાલ સેવક હતા. તું ત્હેનો પુત્ર. ત્હને ગૌડનો ફોજદાર નિમેલ છે. આશા છે કે તું ઇમાનદારી બરોબર રાખીશ. ત્હારા પિતાની પેઠે તું સરકારના હિતનું કામ કરજે. આજથીજ ત્હને દંડ, ચાંદ સહિત હજુરી મુનસફને પદે નિશ્ચલ કર્યો છે. ત્હારા દૈનિક ખર્ચ નિર્વાહને માટે દશ રૂપિઆ નક્કી કરેલ છે. વજીરની પાસેથી કામકાજ સમજી લે.

---

1 નોટ—ગુજરાતામા "ઞ" નો ઉપયોગ નથી થતો પરંતુ બંગાળીમાં થતો જોવામાં આવે છે, જેમકે નઞાનરાય.

કાલાચાંદે ભૂમિપર ઘુંટણીએ પડી, હાથ જોડી કહ્યું, શાહેનશાહ દુનિઆના માલિક–આ જીવના શરીરમાં રક્તનું એક બિંદુ રહેશે, ત્યા સુધી સરકારનું અહિત થવા નહિ પામે. નિમકહલાલના રક્તથી આ શરીર ઉત્પન્ન થયું છે. નિમકહલાલની ધર્મરક્ષા વડે આ દેહનું પતન થશે.

બાદશાહ સોલેમાન જરા હસીને બોલ્યા, નહિતો તને બોલાવત નહિ;

એજ દિવસથી કાલાચાંદ ગૌડનો ફોજદાર થયો. પઠાણ બાદશાહે હિંદુના હાથમાં રાજધાની સોંપી. કિન્તુ એ કાળે આ અદ્ભુત વ્યવસ્થામાં પણ કોઇને નવાઇ નહીં લાગી,



## પ્રકરણ ૩ જું.



# દુલહન દુલાલી.

"નયને નયને, દર્શન કરતાં
પ્રથમ ઉપજ્યો "પી" ૧

રાજ પ્રાસાદની નજીકમાં ફોજદારનું વાસગૃહ નિર્દીષ્ટ થયું હતું. કાલાચાંદરાય એજ નિમાયલા સ્થાનમાં વસવા લાગ્યા.

કાલારાય પ્રાતઃ સ્નાન કરી સંધ્યા પૂજા કરતો ત્યાર પછી દરબારી પોશાક પહેરી દરબારમાં જતો હતો. આગળ હથિઆર બંધ સિપાઇ, પછવાડે અસ્વારો મધ્યમાં મ્યાનામાં બેશી અથવા ઘોડે ચડી ફોજદાર કાલારાય બહાર નિકળતો હતો. મધ્યાન્હે દરબાર ઉઠતો હતો. બપોર પછી બીજીવાર દરબાર બેસતો. તે વેળા બેવાર દરબાર બેસવાનો નિયમ હતો.

પ્રતિદિન પ્રભાતે કાલાચાંદ મહાનંદા પર સ્નાન કરવા જતો હતો. રાજપુરીની પૂર્વ દિશામાં થઇ તેનું મહાનંદાપર જવું થતું હતું. મહાનંદાપર જવાનો આ તરફજ સરલ માર્ગ હતો.

---

૧ પૂર્વ જન્મના કે સ્વાભાવિક પ્રીતિનું લક્ષણ ચક્ષુરાગ છે, એટલે કે આ જન્મમાં આંખે આંખ ભેળી થતાં પ્રીતિ પ્રગટ થાય છે.

પ્રભાતે પ્રફુલ્લિત સૃષ્ટિ સૌંદર્ય જોઇ, પ્રાતઃકાલના વાયુનો કોમલ સ્પર્શ લેઇ કાલાચાંદ અંતર બાહર એક પ્રકારનો આનંદ અનુભવતો મહાનંદાને તીરે જઇ ઉભતો હતો. જે આનંદ તેના મનમાં, જે આનંદ વાયુમાં, જે આનંદ સૃષ્ટિ સૌંદર્યમાં રમતો હતો, તેજ આનંદે મહાનંદા પણ ચંચલ થઇ કલકલનાદે અવિરામે વહેતી જતી હતી. ત્યારે તેના મનમાં થતું કે બાવાજીએ સત્ય કહયું હતું કે "આનંદ એજ જગત્, જગત્ એજ આનંદ"

વિશ્વ પ્રેમને કંઇક વિચારતો વિચારતો મહાનંદામાં ઉતરી સ્નાન કરીને તર્પણ કરતો ત્યાર પછી શ્વેત રેશમી વસ્ત્ર પહેરી ધીરે ધીરે આવાસ તરફ ગમન કરતો. તેની ઉન્નત ઉજવલ ગૌર કાંતિ. મસ્તકપર લાંબા કાળા કેશ છાતીપર લંબાયમાન ઉપવિત તે સુંદર શરીરપર જે દેખતા તે સંભ્રમથી માર્ગ મૂકી ઉભા થઇ રહેતા.

કિન્તુ એક વ્યકિત એ મૂર્તિને—તૃષાર્ત ચાત્તક જેવી રીતે અનિમેષ લોચને જોઇ રહેતી હતી. એક દિન નહિ, પ્રતિદિન પ્રભાતે બાદશાહની કન્યા કુમારી દુલાલી ઉઠી ગોખે બેશી, મહાનંદાના માર્ગ તરફ જોતી અને મનમાં દીર્ઘ નિશ્વાસ નાખતી હતી. કાલાચાંદ માર્ગપર આવતાંજ ત્હેનું મુખ પ્રફુલ્લિત થઇ જતું કાલાચાંદ મહાનંદા તરફ જતો ત્યારે દુલાલી અનિમેષ લોચને જોતી. જેટલી દ્રષ્ટિ દૂર જાય, એટલું દૂર દૂર તેને જોયા કરતી દ્રષ્ટિ એ જ્યારે દેખાતો બંધ પડતો જ્યારે આગળ દ્રષ્ટિ જતી નહિ, ત્યારે દીર્ઘ નિશ્વાસ મૂકી ઝળઝળ નેત્રમાંથી વરસાદ ચાલતો. વળી ત્યાંથી કાલાચાંદ ગૃહ તરફ જતો, ત્યારે પણ તેનેજ જોઇ રહેતી હતી. તરૂણી સમજતી ન હતી કે આ જોવામાં શો દોષ છે! તે ન જોવું તેને શકય ન હોતું બે ચક્ષુએ દેખતાં ત્હેને તૃપ્તિ થતી નહિ હતી. તરૂણીના મનમાં થતું કે:—

**दुटि आंख निमिख मूरख बड विधिरे नादिले अधिक नयान. १**

આમ દેખતાં દેખતાં ઘણા દિન વીત્યા, પહેલાં નયન પ્રીતિ, પછી ચિત્ત આસંગ, પછી સંકલ્પ સ્થિર થાય છે. આ જગત્ને કોઇ જાણતું નથી. ધીરે ધીરે તરૂણીનું હૃદય કાલામય થઇ ગયું.

એક દિવસ પ્રભાતે ગોખમાં આવી દુલાલી બેઠી છે, પાસે સખી મોતીયા છે. કાલાચાંદ પ્રાતઃ સ્નાન કરી ગુરૂ ગંભીર ધ્વનીથી ગંગાસ્તવનો પાઠ કરતો કરતો ગૃહાભિમુખ ફર્યો છે. દુલાલી નાદ લોભિત હરિણુની પેઠે આ મધુર ગાન શ્રવણ ભરી ભરી પાન કરી રહી છે; પ્રભાતની ખીલેલ કમલિની જેમ ઉજવલ કાંતિ પ્રાતઃસૂર્ય તરફ જોઇ રહે, તેમ તે પણ ગૌર કાંતિ તરફ

૧ રે મહા મૂર્ખ વિધિ તેં બેજ આંખ આપી, શા માટે ઘણાં નયનો ન આપ્યા.

જોઇ રહી છે. દુલાલીના મુખમાં શબ્દ નથી, ચક્ષુમાં નિમિશ નથી, શરીરે સ્પદંને નથી દુલાલીને આ સ્થિતિમાં જોઇ મોતીયા બોલી-શાહજાદી, શું જુએ છે ?

મોતીયાના બોલાવવાથી દુલાલીનું ધ્યાન ચલિત થયું. મૃદુ હસીને બોલી. તું પણ આ માટે જોતી નથી.

મોતીયાએ જરા આગળ આવી રસ્તા તરફ જોયું, દુલાલીએ કહ્યું. મોતીયા શું જોયું ?

મોતીયા-એક મનુષ્ય.

દુલાલી-તારો અભિપ્રાય શો ?

મોતીયા-મ્હારો મત શો હોય, એ હંસ પુરૂષ.

દુલાલી-મોતિયા, એજ પુરૂષજ મ્હારો વર.

મોતિયા-એમ હોય ખરૂં, બાલપણાની પુતળીઓ રમવાની વાત યાદ આવી છે શું ? તું પણ કોઇ બીજી પુતલી નથી કે જે રસ્તાના માણુસને પકડી ખોળો પાથરી રાખી વર કરે ? તું બાદશાહની પુત્રી છે, નથી દુકાનની પુતલી થવાને યોગ્ય.

દુલાલી-ના મોતિયા આ પુતલીનો ખેલ નથી. સત્ય કહું છું એજ મ્હારો સ્વામી આ શરીર અને મન ત્હેને આપ્યાં છે.

મોતિયા-ચોંકી ઉઠી. દુલાલીના મુખ તરફ જોયું, જુએ છે તો દુલાલીનાં નેત્રો અશ્રુપુર્ણ છે. સમજી કે આ હાસ્ય નથી. ખરે વિષમ વાત થશે.

મોતિયા બોલી શાહજાદી શું કર્યું ?

દુલાલી-કેમ મોતિયા, મ્હેં તો ઠીકજ કર્યું છે. જેને પ્રાણુ ચાહે છે ત્હેને પ્રાણુ આપ્યાં છે.

મોતિયા-બાકી રાખવાનું પણ શું રહ્યું ?

દુલાલી-મોતિયા, એક આકાશમાં બે સૂર્ય રહે નહિં. આ દેહ, મન, બીજા કોઇના થઇ શકે એમ નથી.

મોતિયા-બાદશાહ શું કહેશે ? આ સુંદર પુત્રી એક માર્ગમાં જતા મનુષ્યને બોલાવી આપી દેવામાં તે સંમત થશે ? શાહજાદી, આ કાંઇક પુતલીનો ખેલ છે ? તેં શું કર્યું ?

દુલાલી-વળી, બાદશાહ જો જાણે કે તેની પુત્રી અપાત્રને આત્મ સમર્પણ કરે નહિ તો સંમત્તિ પણ આપી શકે ભવિષ્યે શું થશે. મોતિયા તે વિચાર્યું નથી. વિચારવાની જરૂર પણ નથી વિચારવાથી શું મન અપાય છે ? આ મહાનંદાજ જે ચાલી જાય છે, તે શું વિચારીને પર્વતથી નીકળી છે.

મોતિયા—તેં કહ્યું અપાત્રે આત્મ સમર્પણ કર્યો નથી. માર્ગનો માણુસ અપાત્ર કે પાત્ર, કેવી રીતે તેં જાણ્યો ? શાહજાદી તેં શું દૂતીને મોકલી હતી ?

હસતાં હસતાં દુલાલી બોલી–મુઇ રાંડ દુતી પાઠવવાની શી જરૂર? તારે આંખ નથી, આંખ હોય તો તુજ દેખી શકે કે તે અપાત્ર છે કે પાત્ર આ તરફ આવ હું તને દેખાડું.

મોતિયા–શા માટે એ તરફ? શું મ્હારી આંખે ચશ્મા આવ્યાં છે? મ્હારી આંખે કાંઇ મોતિઓ નથી.

દુલાલી—ચશ્મા નહિ તો નહિ અલી, આ તરફ આવ, તારી આંખમાં જ્ઞાનાંજન કરૂં.

મોતિયા ઉઠી. દુલાલીની નજીકમાં આવી.

દુલાલીએ કહ્યું, બોલ એ પુરૂષનું વય કેટલું લાગે છે? મોતિયાએ ફરીથી એકવાર બારીકીથી જોઇ કહ્યું, ૨૫–૨૬ વર્ષ હોઇ શકે?

દુલાલી—ત્યારે વય તો વરને યોગ્ય છે?

મોતિયા—તેમજ છે.

દુલાલી—જોઇને કહે, દેખાવમાં કેવો છે?

મોતીયા—સુંદર, અપૂર્વ સુંદરજ છે.

દુલાલી—ગૌડે એવો કોઇ એક પણ દીઠો છે કે?

મોતિયા—ના શાહજાદી, કિન્તુ–

દુલાલી—કિન્તુ વળી શું અલિ?

મોતિયા—સુંદર ને યુવક હોય એટલે વર કરી લેવાય કે?

દુલાલી—મુઇ રાંડ, આંખ ઉઘાડ, વળી જો તો ખરી એને હાથે શું દેખે છે?

મોતિયા—સોનાનું એક કાંઇ.

દુલાલી—સોનાની છડી, હાથમાં સોનાની છડી, સંગે છત્રી ધરનાર, આ જોઇ કંઇ સમજી નહિ?

મોતિયા—હા શાહજાદી, સમજી, એઓ કોઇ મુનસફ કે જમીનદાર હોવા જોઇએ.

દુલાલી–ત્યારે સંપતશાલી હોવા જોઇએ?

મોતિયા–એમ તો છેજ, નહિ તો છત્રી ધરનાર કેમ સાથે ચાલે?

દુલાલી–શરીર કેવું દેખાય છે?

મોતિયા–કસરત બાજ જેવું.

દુલાલી–ગળામાં કંઇ દેખાય છે.

મોતિયા—કેટલાંક સુત્રની દોરી, હિંદુઓના ગળામાં હોય છે. શાહજાદી એઓ હિંદુ છે.

દુલાલી—હા હિંદુ હોવા જોઇએ સર્વે હિંદુઓ આ સૂત્ર ગળામાં નાંખતા નથી. એઓમાં મોટી જાત–બ્રાહ્મણ વા ક્ષત્રિય, તેઓનાજ ગળામાં એ હોય છે. જનોઇ જોઇ, મોતિઆ, હું સમજી છું કે એઓ ઉચ્ચ જાતિના છે. અરે એ શું બોલે છે તું સાંભળે છે?

મોતિયા–હા સાંભળું છું મધુર લાગે છે.

દુલાલી–એના વેશ ઉપરથીજ કહી શકાય કે તે મૂર્ખ ન હોઇ શકે? તે તું સમજી શકી છું?

મોતિયા–સમજી છું.

દુલાલી–ત્યારે જો મોતિયા, દૂતી ન પાઠવી, પૂછ્યું નહિ તો પણ હું સમજી કે યુવક ઉચ્ચ જાતિનો, વીર, વિદ્વાન્ અને વિત્તવાન છે રૂપ તો તું પણ દેખે છે.

મોતિયા–શાહજાદી સમજી, પણ હવે ઉપાય શો?

દુલાલી–મોતિઆ, શાનો ઉપાય?

મોતિયા–જેને મન આપ્યું, તેને પામવાનો ઉપાય.

દુલાલી–તેઓને પામું કે ન પામું હું તેઓનીજ છું. "**जो कुछ मुझे सोहि है**" (જે તે મ્હારે તેજ છે.)

મોતિયા–તેતો હું સમજી છું. તું ત્હેને વેચાયેલી છે. એઓ ત્હેને ચાહે છે કે શું? એ ઓ વળી બ્રાહ્મણ તું પઠાણની પુત્રી.

એકાએક વજ્ર પડવાનો શબ્દ સાંભળી બાલક જેમ ચમકી ઉઠે, તેમ દુલાલી મોતિઆની વાતથી એવી રીતે ચમકિત થઇ ઉઠી ત્હેનાં ચક્ષુ આંસુઓથી ભરાઇ ગયાં. ગદ્‌ગદિત કંઠે બોલી, મોતિ, મ્હેં એ વાતનો વિચાર કર્યો નહિ, જો, મોતિયા, પ્રેમમાંજ મ્હારૂં સુખ મેં તો પ્રેમ પામવાની પણ આશા કરી નહિ, તેઓ મને નહિ ચહાય, નહિ ચાહશે, તોપણ હું તો તેઓનીજ છું. તેઓ જો મ્હને ગૃહણ ન કરે, તો પણ હું તો પોતાને તેઓને ચરણે લઇ ગઇ છું. દુલાલીના ગાલે બે અશ્રુબિંદુ, મોતીની પેઠે ઉજ્જવલ દેખાવા લાગ્યાં. અશ્રુબિંદુ જોઇ મોતિયાનાં ચક્ષુ પણ જલ પૂર્ણ થયાં મોતિયા દુલાલીની સહચારિણી અને સમવયસ્કા હતી.

મોતિયા બોલી, શાહજાદી બેગમ સાહેબાંને આ વાત કહેવી કે? દુલાલીએ, ઘણીકવાર કંઇક વિચાર કર્યો છેવટે દીર્ઘ નિશ્વાસ મૂકી બોલી; બોલવા યત્ન કર્યો.

મહાનંદાની સપાટીપર એ સમયે સઢ ચડાવેલ એક નૌકા ઉત્તર તરફ જતી હતી. નાવિક ગાતો હતોઃ—**ननदिनी बलो नागरे डुबे छे राइ राजनंदिनी कृष्ण कलंक सागरे**

ગીત ધ્વનિ દુલાલીના કાને આવી પહોંચ્યો, કંઇ વિચારી હસતાં હસતાં દુલાલી બોલી, મોતિયા?

મોતિયા રોઇ પડી. ચાલીને ઘેર ગઇ.



પ્રકરણ ૪થું.



# મંત્રણા.

સાંજની નિમાજ પઢી બાદશાહ અન્તઃપુરે આવેલો છે. બેગમ સાહેબાં આજ સ્વહસ્તે તેમની પરિચર્યા કરે છે. બેગમનો મનગમનો આડંબર જોઇને બાદશાહે કહ્યું. આજે ત્હારે કંઇ કહેવાનું છે. હસતાં હસતાં તેણે કહ્યું. આજ આ ગંગામાં ભરતી દેખાય છે ?

બેગમ-ચંદ્ર ઉગ્યો હોવો જોઇએ.

બાદશાહ-હાં, હું પણ તેજ તિથિનીજ વાત પૂછું છું શી વાત ?

બેગમ—વાત બીજી શી, ગુસ્સાને માટે માફ માગું છું કેવળ બીજાની વાત લેઇ ચલાય નહિ, ઘર પણ દેખવું જોઇએ. દીકરીનો વિવાહ નહિ થશે ?

બાદશાહ-વિવાહ કેમ નહિ થશે પ્યારી ? એમાં દુલાલી જેવી દીકરીને યોગ્ય જોઇએ. ગૌડમાં તો એને યોગ્ય દેખાતો નથી.

બેગમ—મેં યોગ્ય જોયો છે. ગુસ્સો માફ કરશો. કહેવાને સાહસ કરૂં છું.

બાદશાહ—બહુ સારૂં ત્હારી દીકરી છે. તુંજ જો કોઇને પણ સુપાત્ર તરીકે પસંદ કરી શકે એતો ઉત્તમ વાત તે કોણ હું સાંભળી શકું ?

બેગમ-આપનીજ રાજધાનીનો ફોજદાર કાલાચાંદ.

'શું બોલે છે ?' આમ બોલી બાદશાહ કેટલોક વખત વિચાર કરતો રહયો. ઘણો કાળ સુધી કાંઇક વિચાર કર્યો, પછી બોલ્યો, મહિષી,૧ કાલાચાંદ વીર, વિશ્વાસી, સુરૂપ, ઉત્તમ જાતિનો ઉત્તમ વંશનો છે. દુલાલીને યોગ્યવર છે. એમાં સંદેહ નહિ. પરંતુ પ્યારી, એ હિંદુ બ્રાહ્મણ પઠાણની પુત્રીને પરણવા ચાહશે કે ? વહાલી તેને તો એટલા માટે મુસલમાન થવું પડે.

બેગમ બોલી, શા માટે ? પઠાણને હિંદુમાં બીજા કોઇ વિવાહ નથી થયા ?

હસતાં હસતાં બાદશાહ, બોલ્યા, થયાજ છે, પરંતુ.

બેગમ બોલી, બાદશાહ, બીજું પરંતુ હવે નહિ. આ વિવાહ કરવાજ પડશે દુલાલીએ તેને આત્મસમર્પણ કર્યું છે.

"શું બોલે છે ? એ બોલતાં બાદશાહ ચમકી ઉઠયો "એટલું દૂર"

---

૧ પટરાણી; મુગટધર રાણી.

બેગમ હસી બોલ્યાં "જેટલું દૂર ધારો છો તેટલું દૂર નથી."

બાદશાહ "ત્યારે શું ?"

બેગમ "રાજપુરીની પૂર્વ ભણીના માર્ગે કાલાચાંદ રોજ મહાનંદામાં સ્નાન કરવાને જાય છે. દુલાલી તેને જોઇને ભૂલી છે. વળી ભૂલી છે એટલુંજ નહિ પણ તેણે ત્હેને સ્વામી કરવાની પણ પ્રતિજ્ઞા કરી છે.

બાદશાહે વિસ્મય થઇ કહયું. કોણે કહયું ? બેગમે કહયું, દુલાલીની સંગિની મોતિયાએ.

"બોલે છે શું ? પઠાણની દીકરી હિંદુને દેખી ભૂલી ?"

"શા માટે શાહેનશા ! હિંદુની દીકરી જો પઠાણને દેખી ભૂલી પડે, તો શું પઠાણની હિંદુને જોઇ ભૂલી ન પડે ? સ્નેહને શું નિયમ-બંધન છે ?"

બાદશાહ હસવા લાગ્યો.

કેટલીક વાર પછી બાદશાહે ગંભીર ભાવે કહ્યું, દુલાલીના આ વિચારનું પરિવર્તન શું ન કરી શકાય ?

કદી નહિ શહેનશા, મેં એ યત્ન કરવામાં કાંઇ ખામી રાખી નથી. મહાનંદાને ફરી પર્વત તરફ જવાનું કહી શકાય કે ? તેમજ દુલાલી પણ અપાત્રે આત્મ નિવેદન કરે નહિ.

બાદશાહે કહ્યું, તો ઠીક, વારૂ.

જતાંજતાં બેગમે હસતાં કહ્યું એ ક્ષેત્રમાં જાતિનો વિચાર કયાં ?

બાદશાહે કહ્યું. તો, દીકરીએ જાતિ ન પૂછી, પરંતુ કાલાચાંદ ?

બેગમે કહ્યું, ત્હેને હાલ પૂછવા નહિ પૂછવાનું શું છે ? બાદશાહની દીકરી; દુલાલીના જેવી છોકરી સાથે વિવાહ કરવો એતો એનાં સદ્‌ભાગ્ય, સંપદ, સન્માનરૂપ, સર્વ પ્રલોભનજ તો એનામાં છે. એના પર હિસાબ કરી જોઇએ તો ભાદુરી વંશની સાથે સંબંધ આજ નવો થવાનો નથી.

હસતાં હસતાં બાદશાહે કહ્યું, એ હિસાબ લાવવાનો સમય દેવાની વેળાએ હું એ હિસાબ માની લઉં પણ હિંદુઓ એ હિસાબ માને નહિ. હું કહું છું કે દુલાલી કાલાને તો ચાહે છે કાલાનું મન કોણ જાણે ? કાલો જો દુલાલીને ચાહે તો તો કાંઇ હરકત નથી.

બેગમે કહ્યું, કાલાચાંદે દુલાલી નહિજ જોઇ હોય એવો સંભવ છે, દેખેલ છે કે નહિ. તે કહી શકાય નહિ. ત્યારે આતો ઠીક, જેને હું ચાહું, તે મ્હને ન ચાહે એવું કેટલાક દિવસ સુધી ચાલી શકે ? સ્નેહની પાસે સર્વને હારવું પડે છે. કાલાચાંદ ન ચહાય તે પણ ચહાય, કેમકે તે મનુષ્ય છે, પાષાણ તો નથી. પાષાણ પણ પ્રેમે ગળે.

બાદશાહનું મુખ ગંભીર થયું, કંઇક વિચાર કરવા લાગ્યો. કેટલીક વખત પછી બોલ્યો, પ્યારી ભારી વિષમ પ્રશ્ન ? કાલાચાંદ મુસલમાન ન થાય તો આ વિચાર થઇ શકે નહિ, અને દુલાલી કોઇ રીતે હિંદુ થઇ શકે નહિ. જો કાલાચાંદ ઇચ્છાથી "કલમા' ના પડે. તો લોક મારી નિંદા કરે ને કહે કે મેં જાણી જોઇને નઝાનરાયના પુત્રની જાતિ તોડી.

બેગમે કહ્યું—શાહેનશા એ વાતનો મેં વિચાર કર્યો છે. હું કહું છું કાલાચાંદ કાલાચાંદ ભલે રહે, ત્હેને પ્રેમનાં બાણ લાગતાં કોઇનું પ્રયોજન નથી. પરંતુ તે દુલાલીને ધર્મપત્ની રૂપે ગ્રહણ કરે તો પછી મોલવીનાં મંત્ર ભણાઓ કે બ્રાહ્મણના મંત્ર ભણાઓ તેમા કંઇ ચિંતા જેવું નથી.

બાદશાહ-એતો કાંઇ અસંભવ વાત.

બેગમ—અસંભવ નથી, શાહેનશા, ગૌડના બાદશાહના હુકમથી દુલાલીના વિવાહ મંત્ર ભણવા માટે પુરોહિતનો અભાવ નથી,

બાદશાહ—જ્યારે વિવાહ થયો, ત્યારે પરિણામ શું આવશે ?

બેગમ—પરિણામ-કાલાચાંદ ગૌડના શાહનશાહનો જમાઇ વીરજાફનમાં નઝાનરાયનો બેટો કાલાચાંદ શર્મા ભલે થવા પામ્યો, અથવા એ દુલાલીની સાથે તે હિંદુ રહે, તો હિંદુઓ તેને ગ્રહણ કરે તેમાં ચિંતા નથી. નહિતો કાલાચાંદ પોતાની મરજીથી "લાએલાહા" બોલશે.

બાદશાહ—પણ કદાચ દુલાલીને મૂકીને પલાયન થઇ જાય તો ?

બેગમ—અસંભવ એટલો સ્નેહ વિફળ થાય નહિ શહેનશા.

બાદશાહ—ત્યારે આ વખતે શું કરવું ?

બેગમ—કાલાચાંદને બોલાવી વિવાહની તૈયારી કરવી.

બાદશાહ—શું તે સંમત થશે ?

બેગમ—જેને સંમત છે, તેને તે કરવાનું છે, નહિ તો આ દીકરી જીવતી નથી.



## પ્રકરણ ૫મું



## કેદ.

એવખતે બાદશાહનો હુકમ મલવાથી ફોજદાર કાલાચાંદરાયે એકાએક રાજપુરીમાં પ્રવેશ કર્યો. પહેરગીર બાદશાહના શયનગૃહમાં લઇ ગઇ. આ પ્રકાર જોઇ કાલાચાંદ શંકિત ને વિસ્મત થયો.

ધીરે પદે આગળ વધી બાદશાહને કાલાચાંદે કુર્નિશ કરી. બાદશાહ સોલેમાને જરા હસી ત્હેને સામેને આસને બેસવાની નિશાની કરી કહ્યું કે એવખત બોલાવ્યાથી કંઇ અણગમો થયો છે.

કાલાચાંદે ફરીથી કુર્નીશ કરી કહ્યું, હજુર દુનેયાના માલિક છો તાબેદારે સર્વ સમયે બાદશાહનો હુકમ બજાવવો એ વાસ્તવિક છે.

બાદશાહે કહ્યું-કાલાચાંદ તું નઝાનરાયનો પુત્ર નઝાનરાય અમારો હિતેષી બંધુ, આ સરકારનો વિશ્વાસી સેવક હતો. તારા જાણુવામાં તે છે.

આ પ્રમાણે પ્રસ્તાવના સાંભળી કાલાચાંદ કાંઇ સમજી શકયો નહિ વિનય સહિત તે બોલ્યો કે સ્વર્ગીય પિતાશ્રી ઉપર બાદશાહના અનુગ્રહની વાત ગુલામે સાંભળી છે.

બાદશાહ-તું નઝાનરાયનો પુત્ર હોવાથી મ્હારા સ્નેહનું ભાજન અને વિશ્વાસનું પાત્ર છે. તેથીજ ત્હેને હજુરી મુનસફ અને ફોજદાર પદ આપ્યું છે, આ થોડા દિવસમાંજ તું પોતાના કામમાં અમ્હને સંતુષ્ટ કરી શકયો છે. તું સમજે છે કે ગૌડનો ભાર અપાત્રને સોંપ્યો નથી.

આત્મ પ્રશંસા સાંભળી કાલાચાંદ શરમાઇ ગયો. નીચે મુખે બાદશાહને સલામ કરી બોલ્યો બાદશાહ પ્રીતિયુકત થયા છો, એથી વળી બીજું તાબેદારનું શું સદ્‌ભાગ્ય હોઇ શકે ?

બાદશાહ-અમે ત્હારા કાર્યથી એટલા સંતુષ્ટ થયા છીએ જે ત્હને દૂર કરવાનું બની શકે નહિ. કાલાચાંદ તું શાહજાદી દુલાલાને જાણે છે ?

કાલાચાંદ મનમાં વિચારવા લાગ્યો, આનું શું પ્રયોજન ? પ્રગટ બોલ્યો, ગુલામે શાહજાદીનું નામ સાંભળ્યું છે.

બાદશાહ—દુલાલી વિવાહને યોગ્ય થઇ છે, ત્હેના માટે એક સુપાત્રની આવશ્યકતા છે. અમ્હે ત્હનેજ દુલાલીના વર તરીકે પસંદ કર્યો છે.

બાદશાહનો આ અસંભવ પ્રસ્તાવ સાંભળી કાલાચાંદ ચકિત, વિસ્મિત અને સ્તબ્ધ થયો. આ શું સ્વપ્ન દેખાય છે, કે જાગું છું એવો કાલાચાંદને ભ્રમ ઉત્પન્ન થયો. કાલાચાંદ કંઇ બોલી શકયો નહિ.

બાદશાહે બોલાવ્યો, કાલાચાંદ અમ્હારી વાતનો તું ઉત્તર કેમ નથી દેતો ?

બાદશાહના બોલાવવાથી કાલાચાંદ જાણે જાગૃત થયો હોઇની તેમ સસંભ્રમે હાથ જોડી બોલ્યો કે દુનિયાના માલિક શાહેનશા, આધિન ઉપર બાદશાહનો અનુગ્રહ વગર હદનો છે; કિન્તુ હુકમ સાંભળી સેવકને કંઇ સમજ પડતી નથી.

બાદશાહે કહ્યું, કાલાચાંદ, છાનું નથી, અમ્હે સત્ય કહીએ છીયે. દુલાલીને ત્હારે હાથે સમર્પણ કરીશું. તું રાજ જમાતા થશે.

કાલાચાંદ—હુજુર હું ગરીબ, શાહાજાદીનું પાણી ગ્રહણ કરવાને ઉપયુક્ત નથી હું હીંદુ-બ્રાહ્મણ.

બાદશાહ—તું એક દાનપાત્ર છે, વિશેષમાં બ્રાહ્મણ હોવાથી આ અનુગ્રહ ત્હને કરીએ છીએ

કાલાચાંદ—મ્હારી જાતિ જશે.

બાદશાહ—ત્હને મુસલમાન થવાનું કહેતા નથી. વિવાહ હિન્દુ રીતે થાય તેમાં કંઇ અડચણ નથી.

કાલાચાંદ—હિંદુ શાસ્ત્રમાં એવા વિવાહની વિધિ આપેલી નથી.

બાદશાહ—અમ્હે મોટા મોટા પંડિતોને ભૂમિ અને દ્રવ્ય આપી વિધિ કરાવી લેશું.

કાલાચાંદ—શાહેનશા, હિંદુસમાજ ત્હેને માનશે નહિ.

બાદશાહ—અવશ્ય માનશે, અમ્હે મનાવવાને ફરજ પાડશું. જે નહિ માને, ત્હેને "કલમા" પઢાવશું. તું બાલક આ વેળા અમ્હારી વાતનો અર્થ સમજતો નથી, લાભાલાભનો હિસાબ કરતો નથી.

કાલાચાંદ—નિરૂત્તર થયો. જ્ઞાતિ, બંધુ, પરિવાર, સમાજને જન્મ ભૂમિની વાત મનમાં આવી, કાલાચાંદનાં ચક્ષુ આંસુથી ભરાઇ ગયાં. હાય, આ સર્વને છોડવાં પડશે, આ કેવી કર્મજાળ.

બાદશાહે કહ્યું—કાલાચાંદ દુલાલીની પ્રતિજ્ઞા છે કે ત્હારી ગૃહિણી થવું. ખોદાની પણ એજ ઇચ્છા છે. ત્હારે આ વિવાહ કરવોજ પડશે.

કાલાચાંદે હાથ જોડી કહ્યું. શાહેનશા, ગરીબ સેવક પર માત્ર કરૂણા કરો. હું જાતિ ધર્મ ત્યાગ કરી શકીશ નહિ

બાદશાહનાં નેત્ર રક્તવર્ણનાં થયા. ગંભીર સ્વરે કહ્યું, કાલાચાંદ અમ્હે કોણ છીએ તે તું જાણે છે ?

કાલાચાંદ—જાણું છું, હુજુર બંગાલના બાદશાહ સેવકના જીવનના માલિક, કિન્તુ—

બાદશાહ—કિન્તુ વળી શું? અમ્હારા હુકમનું અપમાન કર્યું તો ત્હને પ્રાણદંડ કરીશું.

કાલાચાંદ—હુજુર પ્રાણદંડ કરશો, પરંતુ હું મ્હારા ધર્મનું રક્ષણ કરીશ.

બાદશાહના કપાળ પરની નસો સ્થુલ થઇ પડી. વિહત સ્વરે બૂમ પાડી. મૂજાફર! પ્રાસાદના પહેરગીરોના સરદાર ખોજા મૂજફરે આવી સલામ કરી.

બાદશાહ બોલ્યા—આ કમબખ્તને કેદ કર, કાલે સવારે ત્હેને શૂલી થશે.

ખોજા—મુજાફરે વિસ્મિત થઇ કહ્યું. ફોજદાર સાહેબને?

બાદશાહે તિરસ્કાર કરી કહ્યું હાં કમબખ્તને.

કાલાચાંદ કેદી થયો.

---

## પ્રકરણ ૬ ઠું.



## કૃતજ્ઞતા.

વાયુની પેઠે આ કુવાર્તા આગળ ચાલી. તે રાત્રીમાંજ નગરમાં ફેલાઇ ગઇ કે કાલે પ્રાત. કાલે ફોજદાર કાલાચાંદરાયને શૂલી ચડાવશે.

ભિન્ન ભિન્ન લોક નાના પ્રકારે કહેવા લાગ્યા. કોઇ તો કહેવા લાગ્યા કે કાલાચાંદરાય બાદશાહને મારી સિંહાસન લેવાની વેતરણ[1] કરતો હતો, કોઇ કહે, એમ નહિ શાહજાદીને લેઇ નાશી જવાની પેરવીમાં હતો. જેને મનમાં જે આવ્યું, તે પાસેનાને કહેવા લાગ્યા.

અંતઃ પુરમાં પણ આ સંવાદ પહોંચતાં વિલંબ થયો નહિ, અહીં બિછાને પડેલી દુલાલી ધુસકે ધુસકે રડવા લાગી. મોતિયા ત્યાં આવી ચડી, આવીને પાસે બેઠી. ધીરે ધીરે દુલાલીના મુખ સ્થળ પર છેડો દઇ લુછતાં લુછતાં બોલી, શાહજાદી, મેં ત્યારેજ કહ્યું હતું કે "આ શું કર્યું" આ વખતે તો બીજો ઉપાય કાંઇ પણ દેખાતો નથી.

---

૧ તૈયારી

રડતાં રડતાં દુલાલી બોલી, હાય, મોતિયા હું ત્હેના વિનાશનું કારણું થઇ. સાંભળ, મોતિયા, ત્હેના માટે મ્હને લજ્જા, માન, ભય નથી. હું જો બાબાની પાસે જઇ ત્હેના જીવનની ભિક્ષા માગું ?

મોતિયા—શાહજાદી, હાકિમ ધરે, તો પણ હુકમ ફરે નહિ. વળી, બાદશાહે પોતે વિવાહનો પ્રસ્તાવ કર્યો છે. ફોજદાર સંમત થયો નથી. બાદશાહ એથી ઘણો અપમાન પામ્યો છે. રાય વિવાહના પ્રસ્તાવમાં સંમત ન થયો તો બાદશાહનો ક્રોધ અટકશે નહિ. ત્હેનો જીવ બચવાનો નથી. ત્હારે તો બોલવુંજ નહિ.

દુલાલી—કિન્તુ મોતયિા, આમાં એનો તો કોઇ દોષ દેખાતો નથી. બાબાએ શું વિવાહનો પ્રસ્તાવ કર્યો છે ? હું ત્હેના પર સ્નેહ રાખું છું, તેથી તે શું પોતાનો જાતિ ધર્મ હારી જાય ? મોતિયા, બાબાની તો ભૂલ છે.

મોતિયા—ભૂલ હોવા છતા હુકમ ફરે નહિ, પઠાણનો ક્રોધ !

દુલાલી—ખરૂં મોતિયા, આ હતભાગિનીને લીધે શું ત્હેનો જીવ જશે? રક્ષાનો શું કોઇ ઉપાય નથી ? જેટલી અસરફી લાગે, તેટલી મોતિયા આ પેટી ઉઘાડી લઇ લે. ત્હેને બચાવવોજ જોઇએ. પ્રહરેગીરોને પૈસાથી વસ કરી ત્હેને કારાગ્રહમાંથી છુટો કરી દે. પછી મારા નસીબમાં જે હશે તે થશે.

મોતિયા—શાહજાદી ઘણું કઠીણ કામ છે. પકડાઇ જાઉં તો મારૂં ગર્દન જાય. તેમ ભલે હો. પરંતુ ત્હારે માટે યત્ન કરીશ.

મોતિયાએ પેટી ઉઘાડી મોહોરની થેલી લઇ બહાર આવી. પ્રાસાદના પ્રહરેગીરોના સરદાર ખોજા મુજાફરને બોલાવી, એકાંત સ્થાનમા લઇ ગઇ. મુજાફરે કહ્યું, આ રાત્રે મને કેમ બોલાવ્યોછે?

મોતિયા—હું કોણ છું તે જાણે છે ?

મુજાફર—તું શાહજાદીની દાશી, મોતિયા.

મોતિયા—શાહજાદીએ મને ત્હારી પાસે મોકલેલ છે.

મુજાફરનાં ચક્ષુ ફાટી ગયાં. મોતિયાની તરફ તીવ્ર દૃષ્ટિપાત કરીને બોલ્યો, કેમ, શાહજાદીનો શો હુકમ ?

મોતિયા—ફોજદાર કાલાચાંદરાય કેદ થયો છે. ત્હેને હમણાંજ છોડી દેવો પડશે.

મુજાફર—અસંભવ વાત છે. બાદશાહનો શો હુકમ છે તે સાંભળ્યો છે ? કાલે સવારે ત્હેને શૂળી થશે.

મોતિયા—બાદશાહનો હુકમ જાણું છું. એટલા માટેજ શાહજાદીએ મ્હને મોકલી છે. સાંભળ મુજાફર જેટલી અસરફી લાગે તેટલી લે, ફોજદારને આજ વેળા છોડવો જોઇએ.

અસરફીની વાતથી મુજાફરના તીવ્ર ચક્ષુસ્નિગ્ધ થવા લાગ્યાં, અને બોલ્યો, મોતિયા, અસંભવ વાત છે. મ્હારૂં ગળુંજ કપાઇ જાય.

મોતિયા—અસંભવ નથી. જેટલી અસરફી લાગે, તેટલી પહેરીગીરીઓને આપો કિલ્લાની બહાર ઘોડો તૈયાર રાખ. ફોજદાર રાત્રમાંજ ગૌડ છોડી ચાલ્યો જાય. પહેરેગીરોએ પ્રાતઃકાલે કહેવું કે, હિંદુ બ્રાહ્મણને જાદુની ખબર હોય, મંત્રબલે આકાશે ઉડી પલાયન થઇ ગયો છે.

મુજાફર—વિષમવાત, બાદશાહ એ માને શું ?

મોતિય—કોણ કહેશે કોણ સાક્ષી આપશે, નહિ માને તો બાદશાહ શું કરશે.

મુજાફર—ના મોતિયા મ્હારાથી એ સાહસ થાય નહિ, શાહાજાદીની વાત રાખવા જતાં, પ્રાણની માયા છોડી શકાતી નથી.

અસરફીઓ ખોળામાં ઢલવી, મોતિયાએ આંખના અણુસારાથી કહ્યું, શાહજાદી બાદશાહની કેટલી માનીતી છે તે તું જાણે છે ? જે પ્રાણમાયાને માટે આજ શાહજાદીનો હુકમ પાળી શકતો નથી અને કાલ શાહજાદીની એક વાતમાં તો પ્રાણ ચાલ્યા જશે. મુજાફર અસરફી ગણી લે ને શાહજાદીનો હુકમ પાળ.

મુજાફરે જોયું કે બન્ને રીતે પ્રાણનો દાવ છે, કિન્તુ આ તરફ સામે છેડો ભરી મોહોર ચક ચક કરે છે, મુજાફરથી લોભને સંભાળવા શક્તિવાન, થઇ શકાયું નહિ. મોહોર ગણી લીધી, ને મોતિયાને કહ્યું, તું આશા રાખ, હું બંદોબસ્ત કરી આવું છું, મનમાં મનમાં તો વિચાર્યું કે નહિ થશે તો રાજ્ય છોડી જઇશ નાશી જતાં કોણે પકડવાનું છે ?

કેટલીક વખત પછી મુજાફર આવી મોતિયાને લઇ કારાગ્રહની જે કોટડીમાં કાલાચાંદ બંધીવાન હતો તેની સન્મુખ ગયો. મુજાફર નિદ્રાલુ પહેરેગીરને ધીરેથી કાનમાં કંઇક બોલ્યો કે પહેરેગીરે કોટડીનું તાળું ખોલી આપ્યું, કોટડીમાં પ્રવેશ કરી, મોતિયા બોલી, ફોજદાર સાહેબ !રાય મહાશય, એકાએક સ્રીના કંઠનો અવાજ સાંભળી કાલાચાંદ વિસ્મિત થઇ બોલ્યો, શું તું બોલાવે છે ? મોતિયાએ કહ્યું દ્વાર પાસે આવો, હું શાહજાદી દુલાલીની દાસી છું. કાલાચાંદે અભાવપૂર્વક કહ્યું, તું હમણાં શો હુકમ લઇ આવી છું ? જીવનની કબરને હુકમ શો છે ? તે કહો. મને તો સર્વ સન્માન છે. કહે શું કહેવા ઇચ્છે છે ? કાલાચાંદ આગળ આવી બોલ્યો.

મોતયાએ કહ્યુ—રાય મહાશય, વધારે વાતચિત કરવાનું સ્થાન ને વખત એ બન્ને નથી. કારાગારનાં દ્વાર ખુલ્લાં છે. આપ હમણાંજ આ ઠેકાણેથી ચાલ્યા જાઓ કિલ્લાની બાહિર ઘોડો તૈયાર છે.

કાલાચાંદે—વિસ્મિત થઇ કહ્યું, કોઇ ચોકીદાર મ્હને પકડશે નહિ ?

મોતિયા બોલી, પકડવાનું દૂરે રહ્યું, કોઇ આપની જોડે વાત કરવાની પણ જીજ્ઞાસા કરશે નહિ આપ ત્વરાથી બહાર જાઓ.

કાલાચાંદ—કંઇપણ સમજી શકયો નહિ. આ બંદોબસ્ત કોણે કર્યો ?

મોતિયા—શાહજાદીના હુકમથી મેં કર્યો છે.

કાલાચાંદ—શાહજાદીને કહેજે, તેમના આ નહિ પ્રાર્થના કરેલા અનુગ્રહને માટે હું કૃતજ્ઞ થયો છું. કિંતુ નઝાનરાયનો પુત્ર, બાદશાહનો વિશ્વાસુ સેવક પલાયન કરવાનું જાણતો નથી. મ્હારા પ્રાણ જઇ શકશે, કિંતુ ચોરની પેઠે પલાયન કરવાનું થઇ શકશે નહિ.

મોતિયા—નિરાસ થઇ પાછી ફરી.

મોતિયા ચાલી જતાં કાલાચાંદને વિચાર થયો કે આ શું ? મ્હારા જીવનની રક્ષાને માટે આટલો યત્ન શાહજાદીએ શા માટે કર્યો ? ત્યારે શાહજાદી ખરેખર મ્હારા પર સ્નેહ રાખે છે ? મેં તો કોઇ દિવસે શાહાજાદીને જોઇ નથી, શાહાજાદીએ શું મ્હને જોયો છે ? નહિ દેખ્યો હોય તો સ્નેહ કેવી રીતે રાખે ? બાદશાહ બોલ્યા છે કે શાહજાદીએ મ્હને સ્વામી કરવાને પ્રતિજ્ઞા કરી છે, આ શો ભેદ ? ગુરૂદેવ, તમે પ્રભુ કયાં છો ? હું કંઇ કર્મજાળમાં ખેંચાઇ જાઉં છું ? કોણ બોલે !

શાહાજાદી તું કેવી છે, મેં જોઇ નથી, પરંતુ સમજાય છે કે ત્હને હૃદય છે, હૃદયમાં પ્રેમ છે. કિંતુ હાય, રાજકુમારી, ત્હારો એ પ્રેમ અપાત્રમાં અર્પણ કરાયો છે. ત્હારો સ્નેહ મ્હારા પક્ષમાં વિજળીની હાર સરખો છે. એના સ્પર્શથી મ્હારૂં મૃત્યું છે.

એકાએક ત્હેના મનમાં થયું. બાવાજીએ કહ્યું છે, પ્રેમ અમૃત છે, પ્રેમ આનંદ છે, પ્રેમમાં જાતિનો વિચાર નથી, પરંતુ સમાજ ત્હેને કેમ માને ?

શાસ્ત્ર શું સ્વાર્થ નિઃસ્વાર્થનો વિચાર કરે ?

શાસ્ત્ર અને સમાજને વાત બહાર આણી હૃદયની વાત એ સ્થળે વેચવી શું ?

એ ક્ષણે નિઃશબ્દ નિશાનો ભંગ કરી રાજમાર્ગ પર કોઇ ગાવા લાગ્યુ.

"પીરીતિ બલિયા તિન આખર,
એ તિન ભુવન માઝે જાહારે પશીલ;
એઇસે મન્જિલ કિતાર કલંક લાઝે."
"પીરિતિ નામે ત્રણજ અક્ષર,
આ ત્રણ ભુવન માંહે.
જેને સ્પર્શ્યા તે જન ડુબ્યો,
પ્રેમોદધિની માંહે.
પ્રેમ પીડિતને કલંક નહિ,

કાલાચાંદ ભાવમગ્ન થઇ વૈષ્ણવ કવિની આ નિષ્કામ કામ-કવિતા સાંભળવા લાગ્યો. સાભળતા સાંભળતાં ત્હેના હૃદયમાં એક અપૂર્વ આનંદનો સંચાર થયો.

---

## પ્રકરણ ૭ મું.



## સ્વપ્ન.

મોતિયાએ પાછા ફરી કહ્યું. સમસ્ત પ્રયત્ન વ્યર્થ થયો છે.

દુલાલી હૃદયે થડકી ઉઠી. ગદ્ગદ્ કંઠે બોલી મોતિયા, શું થયું કહે.

મોતિયા—મેં સર્વ બંદોબસ્ત કર્યો હતો ખોજા મુજાફરે કિલ્લાની બહાર અશ્વ રાખ્યો હતો. પરંતુ તે પલાયન કરવાને સંમત થયા નહિ. તેઓ બોલ્યા, શાહાજાદીને કહે, તમારા આ અનુગ્રહ માટે હું કૃતજ્ઞ થયો છું, કિન્તુ નઝાનરાયનો પુત્ર પલાયન કરવાનું જાણતો નથી. મ્હારા પ્રાણ જાઓ, તો પણ ચોરની પેઠે પલાયન કરી શકું નહિ.

આ સાંભળી દુલાલીનાં નેત્ર ઉજ્વલ થઇ ગયા. મોઢે બોલી, હાં પુરૂષના જેવીજ વાત છે. મોતિયા, મ્હારીજ ભૂલ હું સમજી છું. મનમાં કહેવા લાગી. પ્રભુ, આપ પુરૂશોત્તમજ છો માટે તમારે ચરણે વેચાઇ છું.

મોતિયા—શાહજાદી હવે ઉપાય ?

દુલાલીએ આકાશ તરફ આંગળી બતાવી. ત્હેના ચક્ષુ ભરાઇ આવ્યા કેટલોય વખત સૂધી બન્ને મૌન રહયાં.

મોતિયાએ વિચાર્યું, મોટાની પ્રીતિ એવીજ હોય છે.

દુલાલીએ વિચાર્યું, મેં સ્નેહ કર્યો તેથી તેનાં પ્રાણ જશે મ્હારા જેવી બીજી કોણ હશે ? શા માટે આ વાત સાંભળવા પૂર્વે મ્હારાં પ્રાણ ગયાં નહિ ? તેઓ કારાગારમાં અને હું પ્રાસાદમાં રહી છું; મ્હને ધિક્કાર છે. આમ બોલતાંજ દુલાલી ઉઠી ઉભી થઇ, ઉન્મતની પેઠે ઉગ્ર સ્વરે બોલી, મોતિયા તું હમણાં જા, કાલે જયારે એમને કારાગારથી બ્હાર કાઢે કે મ્હને તેજ ક્ષણે ખબર આપજે.

મોતિયા ચાલી ગઇ, મનમાં કહેવા લાગી, વળી આ ખબર આપવાથી શું થવાનું છે ?

દુલાલી મેજપર પડી રડવા લાગી રડતાં રડતાં તે નિદ્રાવશ થઇ. એટલે દુલાલીએ સ્વપ્ન દીઠું. પૂર પ્રવાહે વહેતી વિશાલ નદી છે. પોતાના સ્વચ્છ શ્વેત જળરાશિમા સેંકડો વમળો રચતી રચતી મહાન વેગે વહયા કરે છે, ઉંચી ઉચી તરંગમાલા ક્રોધયુકત ભુજંગની માફક ગર્જન કરી રહી છે. એજ તરગોથી તણાતા કાલાચાદ અને દુલાલી જાણે ચાલતા હોયની દુલાલી ઉછળતી છાતીએ, ગદ્‌ગદ્ કંઠે બૂમ પાડે છે. પ્રભો, સ્વામિન મ્હને પકડો, કાલાચાંદ આ અવાજ સાંભળતો નથી. તરંગો ત્હેને દુરે ઘસડી જાય છે. એ સમયે એક વમળે ઘુમટો લીધાથી કાલાચાદ દુલાલીની સમીપમાં આવી પડયો. દુલાલીએ જાણે ત્હેને બેએ બાહુથી પકડી લીધો છે. આલિગન બદ્ધ થઇ બન્ને જણ જાણે ચાલતાં હોયની. કાલાચાંદે કહ્યુ. પ્રિયે દુલાલી મરણમાજ આનંદ છે. એ વખતે દિશા મંડલ અંધકાર-મય થઇ પ્રબળ વર્ષાદ પડવા લાગ્યો. તરંગના પ્રચંડ ઉછાળાથી દુલાલીની બાથ છુટી ગઇ. કાલાચાંદ કયાંક છૂટી ગયો. દુલાલી ગભરાઇ ઉઠી, ઉચ્ચે સ્વરે બૂમ પાડી, પ્રભો, એ ઘોર અંધકારમાં કોઇએ ઉત્તર આપ્યું નહિ, કેવલ તરંગો ફણિધરની પેઠે ગર્જના કરી ત્હેનો ગ્રાસ કરવા આવ્યા.

એજ ઘોર અંધકારમાં દુલાલી એકલી જાણે દેખાય છે. સ્વામિનને બોલાવતા બોલાવતાં ત્હેનું ગળું રૂંધાઇ ગયું, હાથ છુટા થઇ ગયા છે, આંખ બંધ ગઇ છે પરંતુ કયાંય તે પ્રિયતમ દેખાતા નથી ! એજ સમયે ઘોર અધકારને તોડતી આકાશમાં એક દિવ્ય જ્યોતિ દેખાવા લાગી. એક લંબાયમાન્ ગૌર કાન્તિવાળા મુંડિત શિર્ષવાળા, પુરૂષ આ જ્યોતિરૂપે તરંગની ઉપર પ્રકટ થયા ત્હેની સ્નેહ દૃષ્ટિથી ઉન્મત તરગો શાન્ત થયા. મધુર સ્વરથી બોલાવવાથી દુલાલીના નિશ્ચેતન પ્રાણમાં પાછી ચેતના આવવા લાગી જ્યોતિ પુરૂષે કહ્યું, મા, એ વ્રતનું આજ પ્રકારે ઉદ્યાપન થાય છે, સર્વસ્વ-કાય, પ્રાણ, ન અપાય તો વ્રતના ફલની પ્રાપ્તિ ન થાય તમારૂં વ્રત સિદ્ધ થયું છે.

આ કાલાચાંદ.

જ્યોતિ પુરૂષ અંર્તધ્યાન થયા.

દુલાલીએ આંખ ઉઘાડી જોયું, સન્મુખે ચિરવાંછિત મૂર્તિ ખડી છે. આ વેગથી જ્યારે ત્હેને આલિંગન કરવા હાથ પહોળા કરે છે એટલામાં સ્વપ્ન ભંગ થયો.

એ સમયે મોતિયાએ આવી સમાચાર આપ્યા. કારાગાર પાસે ઘોંઘાટ સંભળાયા કરે છે-તેથી સમજી કે ત્હેને લેઇ જાય છે.

દુલાલી ઉન્મત્તની પેઠે છૂટી બાહિર નીકળી પડી.



પ્રકરણ આઠમું.

—⋙⋘—

## મિલન.

રાત્રિ જતાં પ્રભાત થયો ત્યારે કારાધ્યક્ષ હોસેનખાં બાદશાહનો હુકમ બજાવવા માટે આવી ચડયો. પહેરેગીરીઓએ કેદી કાલાચાંદને કારાગ્રહના ચોકમાં બહાર આણ્યો.

ફોજદારને શુલી થશે એવું સાંભળી, નગરના લોક ઉતાવળે પગે કારાગ્રહની બણી જવા લાગ્યા. સમય થતાં કારાગ્રહનો ચોક લોકથી ભરાઇ ગયો.

બેડી સહિત કાલાચાંદ પહેરેગીરોથી વીંટાયલો નીચું મોઢું રાખી ઉભો છે. એક તરૂણી ઉન્માદિનીની પેઠે એજ દિશા બણી દોડતી આવે છે.

જેઓએ ઓળખી, તેઓ સાહાજાદી સાહાજાદી બોલી ગુમરાણુ કરી ઉઠયા. જેઓએ ઓળખી નહિ તેઓએ ધાર્યું, સ્વર્ગની દેવી છે.

તરૂણી ઉન્માદિની માફક કેદીની બણી આવવા લાગી. સંભ્રમથી લોક માર્ગ છોડી ખસીને ઉભા, પહેરેગીરો કેદીને છોડી દુર ગયા. ઉન્માદિનીએ ગદ્ગદ્ કંઠે, " પ્રભુ, સ્વામિન્ " બોલતાં બોલતાં કેદીને આલિંગ્ન કરી પકડી લીધો.

કાલાચાંદના હાથની બેડીઓ કાઢી નાખી, હૃદય ધડકી ઉઠયું, ચક્ષુ અશ્રુપૂર્ણ થયાં. પ્રેમની પાસે લજ્જા, માન, ભય એ ત્રણે પરાજિત થાય છે. અજ્ઞાતભાવે કાલાચાંદના છુટા હાથે તરૂણીનું આલિંગન કર્યું.



વધસ્થાન પર કાલાચાંદરાય અને દુલાલીનુ મિલન.

(પ્રેમનો વિજય) કાલાચાંદ–શહેનશાહ મેં શાહજાદીને ધર્મપત્ની રૂપે

ગ્રહણ કરી છે. (પૃષ્ઠ ૨૫)

ગદ્દગદ્દ કંઠે કાલાચાંદે કહ્યું, પ્રિયે, સાહજાદી, આ શું કર્યું હું કેદી છું, મ્હને શૂલીને હુકમ થયો છે. હમણાં મ્હારા પ્રાણ જશે.

પ્રેમાશ્રુપૂર્ણ ઉભય ચક્ષુની ગદ્દગદ્દ દ્રષ્ટિએ, પ્રાણની અનંત પીડા જણાવતી ઉન્માદિની બોલી, દાસીના પ્રાણ છે ત્યાં સુધી આ બાહુ બંધનમાંથી કોઇ તમોને લેવાને શકિતવાન નથી. હું પ્રાણ. દેઇ તમોને આવરણ કરી રાખીશ. આજે દાસીના પ્રાણ જાઓ.

જેઓ શૂલી જોવા આવ્યા છે. તેઓ આ દેખાવ જોઇ સ્તંભિત થયા. આ સમયે ચોકમાં લોકની અગણ્ય સંખ્યા નિઃશબ્દને નિષ્કંપ થઇ ઉભી રહી.

કારાધ્યક્ષ હોસેનખાં ગુંચવણમાં પડયો. આ અપૂર્વ વિચારિત ઘટનાએ ત્હેને કર્ત્તવ્ય મૂઢ કરી મૂકયો. કેટલોક વખત વિસ્મય થઇ મૂઢની પેઠે ઉભો રહયો તેણે બાદશાહની પાસે સમાચાર મોકલ્યા

સમાચાર સાંભળી, બાદશાહ સોલેમાન વિસ્મયમાં, ક્રોધમાં, ને લજ્જામાં પડી સ્તંભિત થઇ ગયો, કન્યાની ઉપર ત્હેને ક્ષણમાં ક્રોધ અને વળી ક્ષણમાં દયા થવા લાગી. હાથમ ખુલ્લી તરવાર સહિત બાદશાહ કારાગારના મેદાનમાં આવી પહોંચ્યો. તેમની ભયંકર મૂર્તિ જોઇ લોક દિગ્મૂઢ થયા.

ત્યારે પણ પ્રેમી જોડું તેમજ આલિંગન કરી રહ્યું છે બાદશાહને જોઇ તેઓના બાહુ બંધન શિથિલ થયાં લજ્જાથી નમેલા મુખે દુલાલીએ કાલાચાંદને જમણે હાથે દ્રઢરૂપે વિંટી રાખ્યો છે. અને તે તેમની ડાબી બાજુએ ઉભી છે.

આ મિલન-મૂર્તિ દેખી બાદશાહના હ્રદયમાં કરૂણાનો સંચાર થયો. બાદશાહે જોરથી પૂછયું કાલાચાંદ,

ભૂમિને સ્પર્શ કરી, સલામ કરતાં કરતાં કાલાચાંદ બોલ્યો, શાહેનશાઃ મેં સાહાજાદીને ધર્મપત્નીરૂપે ગ્રહણ કરી છે.

બાદશાહનું મુખ પ્રફુલ્લિત થયું. આશિર્વાદ આપી કહ્યું, તમો સુખી રહો-

નોબત, સરણાઇ, ભુંગળા વાગવા લાગ્યા. રાજમાર્ગપર ભિક્ષુકો ગાય છે કે—

પ્રાણનાથના વિયોગે, મદન-દહન બાળે,
ઝુરી મરૂં મદન-સદને, પ્રાણને પ્રજાળે.
" **सेइत पराण नाथके पाइनुं ?**
**यार लागी मदन-दहने झुरि गेनु ?** "

પ્રેમી જોડાના કર્ણમાં આ ગીતે અમૃત વર્ષણ કર્યું.

---

# દુલહન દુલાલી.



## ભાગ ૨ જો.



### પ્રકરણ ૯ મું.

—❧❧—

### સામાજિક બેઠક.

એ દિવસમાં આ વાત દેશમાં ફેલાઇ ગઇ કે કાલાચાંદરાયે ગૌડના બાદશાહની કન્યા જોડે વિવાહ કર્યો છે. ને પોતે મુસલમાન થયો છે.

વીરજાઓનમાં પણ વાત વ્યાપી ગઇ. કાલાચાંદની માતાએ સાંભળ્યું કે છોકરો જાતિભ્રષ્ટ થયો છે. પરંતુ પુત્રના ચારિત્ર ઉપર ત્હેનો અટલ વિશ્વાસ હતો કે તે સહેજ પણ ઉદ્વિગ્ન થઇ નહિ.

પડોશી નવકૃષ્ણ લાહિડીના પ્રચંડ મંડલમાં ગામના સમસ્ત બ્રાહ્મણો એકત્ર[1] થઇ કાલાચાંદ રાયને જાતિ બહાર કરવાનો વિચાર કરવા લાગ્યા. કાલાચાંદના જ્ઞાતિ બંધુ, કૌટુંબિક, સર્વેએ આ ચર્ચામાં ભાગ લીધો. મામલો સંગીન થઇ પડયો. ગામડાની હાઇકોર્ટમાં મોટી ઠઠ્ઠ જામી.

હરીશ તર્કાલંકાર ન્યાયના પંડિત છે. તપકીરનો ચમટો લઇ હસતાં હસતાં બોલ્યા, જેમ જે થવાનું છે, તે તો આગળ જણાશે. શાસ્ત્રમાં (આમ) છે.

**पर्वतो वह्निमान धूमात्.**

શું કહો છો કેવો સિદ્ધાંત છે!

સ્માર્ત સિદ્ધાંત પૂરાણો, તેને વર્ષોજ માત્ર કેટલાં બધાં થયાં કે સ્મૃતિ સર્વ વિસ્મૃત થઇ ગઇ છે. અત્યારે તો અશ્રુચીનીજ વ્યવસ્થા માત્ર વિચારવાની છે. ખોખારતાં ખોખારતાં માથું, ડોલવી કોઇ બોલ્યા, બાવાજી ઠીક કહે છે. "लुप्त पिण्डोदक क्रिया"

---

૧ સાજનું, ૨ અડગ, અડોલ–નહિ ડોલે એવો–સ્થિર.

૩ એકલા વરવાળો; જાતિ બહાર.

ગામના વૃદ્ધ લાહિડી મહાશયે કહ્યું, કલિનો પૂર્ણ પ્રભાવ છે, વળી પણ નથી જણાતું કે શું દેખવું પડશે. એટલું તો સમજાય છે કે ધર્મ રહેવાનો નથી. કાલાચાંદ નઝાનરાયનો બેટો, એણેજ આમ કર્યું ? હવે ઉપાય ?

ઉપાય નિર્ણય કરવામાં જરાપણ વિલંબ નથી. સર્વેએ એક વાત નકી કરી કે, કાલાચાંદની સાથે સંબંધ દૂરે હો. તેની સાથે કોઇએ વાત સરખી પણ કરવી નહિ. તેને ઘેરે કોઇએ જવું નહિ કાલાચાંદ કુલબેચના મતે 'એકઘરે'[૩] થયો.

નવીનરાય કાલાચાંદનો જ્ઞાતિ-બંધુ અને સમવયનો છે બન્નેની વચ્ચે બંધુતા હતી. ગામડાના સામાજિકોના સિદ્ધાંતથી તેના હૃદયને આઘાત લાગ્યો તે બોલ્યો, મહાશયોએ તો કાલાચાંદને જાતિ બહાર નક્કી કરી, તેને "એક ઘર" કર્યો, પરંતુ જિજ્ઞાસા કરૂં છું કે જેણે બાદશાહની કન્યા જોડે વિવાહ કર્યો છે, મુસલમાન જે થયો છે તેની કોઇ સાક્ષી આપી શકે છે કે ?

સઘળાઓ કોલાહલ કરી ઉઠયા કે, "એમા બીજી સાક્ષીની શી જરૂર છે ? જુના સિદ્ધાંત કહે છે. બાપુ તે, તે તું દેખે છે હારના દ્વાર કમાડ બંધ થયાં છે તને આ દુર્મતિ કયાંથી થઇ ? તર્કાલંકાર વધ્યા, " **वेदा प्रमाणं स्मृत यः प्रमाग** શાસ્ત્રમા સર્વ છે. બાવાજી શું પ્રમાણ ચાહો છો ?

નવીનરાયે કહ્યું, હું શાસ્ત્રને અગ્રાહ્ય કરતો નથી, કિન્તુ સમ્પૂર્ણ જાણ્યા વિના લોકની વાતજ આ રીતે સંગત છે કે નહિ !

તર્કાલંકાર હસતા હસતાં વધ્યા, "**नह्य मूलाजनश्रुत्ति,**" લોકની વાત મિથ્યા હોય નહિ; શાસ્ત્રમાં શબ્દને બ્રહ્મ કહેલ છે. તું જાણીને શાસ્ત્રને ઉતારવા ચાહે છે ?

વૃદ્ધ લાહિડી મહાશય બોલ્યા, મ્હને ત્રણ કાલ ગયા છે. એક બાકી છે; હવે બીજો મારો ધર્મ વિસર્જન કરી શકે તેમ નથી. તું કેમ પ્રમાણની વાત કહે છે ? એનું બીજું શું પ્રમાણ ? પ્રમાણનું પ્રયોજન હોય તું તેને ખેંચી લે અમને તેની માથાફોડ નથી.

શંકર ભટ્ટાચાર્ય બોલ્યા, આ દક્ષને એ જાણે છે, સમજાય છે કે ગાડમાં તેનાં પણ એક વિવાહની વાત છે. નવીનને પણ "એક ઘર" કરવો પડશે.

બરોબર વાત કહેવાઇ. નવીનરાય પણ સંભાવિત વિવાહના હેતુથી એક ઘર થયો. સ્માર્ત તેમજ ન્યાયનો એકજ વિચાર પૂર્ણ થયો. સર્વ પોતપોતાને ઘેર ગયા.

નવીન ક્રોધયુક્ત ઉદાસ તેમજ વિસ્મિત થઇ ઘેર પાછો ફરે છે, રસ્તામાં દેખે છે તો કાલાચાંદની માતા ગંગા સ્નાન કરી ઘેર જાય છે, નવીન બોલાવે છે, મોટીમા;

કાલાચાંદની માતાએ નવીનના બોલાવવાથી પાછા વળી જોયું, અને નવીનને કહ્યું, વત્સ આ સર્વ શું સંભળાય છે? ઘાટે, રસ્તે, કેવલ એકજ વાત; કાલાચાંદે બાદશાહની પુત્રી જોડે વિવાહ કર્યો? જો તેણે સારૂં સમજી કર્યો હોય તો સારૂં કર્યું છે; લોકના મત માટે શા માટે માથું દુખાવવું? મ્હને લોક ગાંડા કરી જાણશે.

નવીને કહ્યું, મોટીમા. કાલાચાંદ તો બાલક નથી ઉચ્છંખલ નથી. દુશ્ચરિત્ર પણ નથી; મૂર્ખ તેમજ અસમર્થ પણ નથી. તેણે જે કર્યું હોશે તે વીચારીને કર્યું હોશે. એ માટ બીજો વિચાર શો?

નહિ બાપુ. હું એ માટે વિચાર નથી કરતી; અદૃષ્ટની લિપી ખંડન કરવાનો ઉપાય શો? તેના અદૃષ્ટમાં જો તેમજ લખ્યું હોશે, તો મ્હારે શા માટે દુઃખ સમજવું? અથવા દુઃખની વાત જ શી? કાલાએ બાદશાહની પુત્રીની જોડે પોતાની ઇચ્છાથી વિવાહ કર્યો હોય એમ થયું હોશે તો હું સુખી થઇશ. બાદશાહની પુત્રીને આશિર્વાદ પૂર્વક વધુ (વહુ) કહી બોલાવીશ.

નવીને કહ્યુ, મોટીમા, આજે ગામના સઘળાએ મળી કાલાચાંદને 'એકઘર" કર્યો છે મ્હને પણ "એક ઘર" કર્યો છે.

ત્હારો શો અપરાધ? કાલાચાદેજ બાદશાહની પુત્રી જોડે વિવાહ કર્યો છે, એ વાત કોઇ નિશ્ચય પૂર્વક કહી શકતું નથી. કેવલ લોકની સાંભળેલી વાત સાભળી, તેને "એક ઘર" કરવો એ સંગત નથી. એથી તેઓએ સિદ્ધાંત કર્યો કે હું કાલાચાદની પાર્ટીનો છું. ગૌડમાં મ્હારા પણ એક વિવાહની વ્યવસ્થા થઇ રહી છે માટે મ્હારી પણ જાતિ ગઇ. મોટીમા, આ દેશમાં શાસ્ત્રીય વ્યવસ્થા આવી જાતની છે.

શા માટે બાપુ, શાસ્ત્ર શું એવો અન્યાય લખે?

નહિ, મોટીમા, શાસ્ત્રમા અન્યાય નથી લખ્યો કિન્તુ આપણા શાસ્ત્રીઓ આવી વ્યવસ્થા કરે છે.

લોકોમાં તે શા માટે મનાય?

નવીને કહ્યું—મોટીમા, લોકમાં તો શાસ્ત્ર પણ ચહવાતું નથી, ધર્મ પણ ઇચ્છાતો નથી, જે ગમે છે તે ગપાટા, એકત્ર થવું તો રહ્યું જુઓ કે કાલાચાંદ ઘેર આવે તો તેજ શાસ્ત્રીઓ અને સામાજિકો ઉલટા ત્હેના ગીત ગાય. કાલાચાંદને ઘેર લાવવો જોઇએ છીએ.

ડોશી બોલી. સારૂં, કાલેજ મોહનસિંહને ગૌડ મોકલીશ.

## પ્રકરણ ૧૦ મું.



# ઘરની હકિકત.

કાલાચાંદ બાદશાહના જમાઇ થઇ મુખ્ય સેનાપતિના ઓદ્દાને પામ્યો. હવે પછી તે ગોડનો ફોજદાર નથી.

રાજમેહેલની નજીકમાં એક મોટી હવેલીમા બાદશાહની પુત્રીને લઇને રહેતો હતો. તે હવેલીમા રસોયા પહેરેગીર દાસદાસી સર્વે હિંદુજ હતા. કાલાચાંદ હમણા પણ મહાનદમાં પ્રાતઃ સ્નાન કરતો, સ્નાનને અંતે એમજ સુવર્ણછડી હાથમાં લઇ

" मातः शैल सुता स पत्नि वसुधा
शृंगार हारावलि.
स्वर्गारोहण वैजयन्ति भवती
भागीरथी प्रार्थये[1] "

પૂર્વની પેઠે ગાતો ગાતો મહેલમા પાછો આવતો હતો. ત્હેના તેજળી કાંતિવાળા વક્ષસ્થળે[2] શ્વેત ઉપવિત્ તેમજ લંબાયમાન થયેલ હતું.

એક દિન પ્રાતઃસ્નાન કરી હવેલીએ આવતા, ઘરના દ્વારરક્ષક મોહનસિંહને માતુશ્રીનો પત્ર લઇ આવેલો દીઠો. મોહનના હાથમાંથી પત્ર લઇ લીધા પછી કાલાચાંદ ત્હેને મસ્તકપર રાખ્યો ત્યાર પછી વાંચી હકિકત જાણી લીધી. કાલાચાંદનું મુખ ગંભીર થયું હતુ. તેણે ઉત્કંઠા સહિત કહ્યું, મોહન માએ કંઇ કહ્યું છે ?

મોહન-તેઓ આપને મળવા ચાહે છે. તેથી વધારે કંઇ બોલ્યાં નથી.

કાલાચાદ-મ્હારા વિવાહની વાત માએ સાંભળી છે ? ગામમાં આ વાતપર કંઇ ચર્ચા થાય છે ?

મોહન-માતુશ્રીએ વિવાહની વાત સાંભળી છે. ગામના સર્વેએ મળી આપને અને નવીન રાયને " એક ઘેર " કર્યા છે. ઘાટે વાટે આ વિવાહનીજ વાતપર આલોચના (ચર્ચા) થાય છે.

---

૧ અર્થ પહેલા પ્રકરણમા આપેલ છે.

૨ છાતી.

કાલાચાંદે વિસ્મિત થઇ કહ્યું, નવીનને શા માટે "એકઘર" કર્યો ? મ્હેં તો બાદશાહની પુત્રી સાથે વિવાહ કર્યો છે; નવીનનો શો અપરાધ ?

મોહન—નવીનરાય મહાશયે આપના પક્ષમા વાત કરી, એજ એનો અપરાધ.

કાલાચાંદે હસતાં હસતાં કહ્યું આવીજ શાસ્ત્રની વ્યવસ્થા છે; વારૂ, વિવાહની વાત સાંભળી મા કાંઇ બોલ્યાં છે ?

મોહન—તેઓ બોલ્યા કે, કાલાચાંદ અણસમજુ નથી, તે અણસમજ્યું કંઇ કરે નહિ. ત્હેણે જે કર્યું છે, તે અણસમજ્યું હોઇ શકે નહિ.

કાલાચાંદનું મુખ આનંદથી પ્રફુલ્લિત થયું મોહનને બેસવાનું કહી અંતઃપુરમાં ગમન કર્યું.

જે ગોખની નજીક ઉભા દુલાની રોજ તેમને જોતી હતી, કાલાચાંદે એજ સ્થાને આવી ત્હેને બોલાવી. પ્રિય, દુલાલી;

દુલાલીએ દોડી આવી તેને ત્હેને આલિંગન કર્યું કાલાચંદે કહ્યુ, પ્રિયે મ્હને કેટલાક દિવસ માટે ઘેર જવું પડે છે, મા બોલાવ છે.

દુલાલીના ચક્ષુ આસુથી ભરાઇ આવ્યાં, સુખે કંઠરોધ કર્યો.

કાલાચંદે કહ્યું, પ્રિયે માએ વિવાહની વાત સાંભળી છે, માએ કહ્યું છે કે કાલાચાદે જે કર્યું છે, તે અણસમજ્યુ' હોઇ શકે નહિ માએ આ વિવાહને અનુમોદિત કર્યો છે મ્હારા હૃદયનો ભાર ટળી ગયો છે.

દુલાલીનું મુખ ઉજ્જવલ થયું ત્હેના હૃદયપરથી સહસા તેજ સ્થળે જાણે વરસવાને તૈયાર થયેલો મેઘ સરી પડયો હોયની, તેવું થયું.

દુલાલીએ પ્રફુલ્લ વદને કહ્યું, તમે એકલા જશો, હું માને જોવા ન આવું.

કાલાચંદે કહ્યું પ્રિયે, આ વેળા રહે, હમણા હું એકલો જઇશ સમય આવે તને લઇ જઇશ.

દુલાલી લાંબો નિશ્વાસો નકી સજલ નેત્રે બોલી, પ્રિયતમ, પાછા કયારે ફરશો ? તમારા વિના હું કેમ રહી શકીશ ?

કાલચાંદનાં નેત્ર પણ અશ્રુપૂર્ણ થયા. દુલાલીને મૂકીને જતાં ત્હેનું દિલપણ ભરાઇ આવ્યું ગદ્‌ગદ્ કંઠે કહ્યું દુલાલી ત્હને મકી કેમ મ્હારાથી રહી શકાય ? પૂર્ણિમાને દિને પાછો ફરીશ દેહ, ચીરજાઓન જશે. હૃદય ત્હારી પાસેજ રહેશે

---

## પ્રકરણ ૧૧ મું.



# સ્મૃતિનું પ્રમાણ.

એક દિન સર્વેએ દીઠું કે સો અશ્વારોથી વિંટાયલી પાલખીમાં આરોહણ કરી, ગોડના બાદશાહના મુખ્ય સેનાપતિ કાલાચાંદરાયે સ્વગ્રહે પ્રત્યાગમન કર્યું.

કાલાચાંદનો આ અભ્યુદય દેખી જેમ એક દિશામાં કેટલાકની જીવ્હા સંયમિત થઇ, કેટલાક રક્ષણશીલ વિચારના તે એકદમ ઉદાર વિચારવાળા થયા, તેમ બીજી દિશામાં કેટલાકે વળી તેથી પણ અધિર દ્રઢતર સંકલ્પ કર્યો.

કાલાચાંદની આટલી ઉન્નતિ ન થઇ હોત, તો તેઓને દ્રઢ સંકલ્પની ઇચ્છા પણ થઇ નહોત.

કાલાચાંદે ઘરમાં પ્રવેશ કરી દેવદર્શન કર્યાં. અંતઃપુરે જઇ, ભુમિપર પડી, માતાના પગની રજ લીધી, મા બોલ્યાં, વહુને સાથે લાવ્યો નહિ? મ્હને વહુ ન દેખાડી? કાલાચાંદ નિચે મુખ રાખી કહ્યું, મા, એટલું સાહસ ન કર્યું.

કેમ બાપુ? આપણા પુરાણ ઇતિહાસમા આવી પ્રકારના વિવાહના દોષ નથી મન્યો. સ્વયં ભગવાને નરકના અસુરની કન્યાની જોડે વિવાહ કર્યો છે. જામ્બવતી ભુંડની કન્યા, અને વ્યાસદેવની માતા મત્સગંધા હતી તે સાંભળ્યું છે, શાસ્ત્રમાં તો રાજાને દેવ કહ્યો છે. વળી રાજાને શું? એ વિવાહ નિંદનીય નથી.

કાલાચાંદનું મુખ ઉજવળ થયું. મા ભણી જોઇને બોલ્યો. મા, સાંભળ્યુ છે કે મ્હને તો સર્વેએ "એકઘરે"[1] કર્યો છે?

હાં બાપુ! એમ સાંભળ્યું છે કેવલ ત્હને શા માટે, નવીનને પણ આ દેશનો વિચાર કંઇ નાનો સુનો નથી. આમ બોલી કાલાચાંદ હસવા લાગ્યો.

મા બોલ્યાં, બાપુ, દશ જણાએ ઠરાવ કર્યો કે એકાદ પ્રાયશ્ચિત કરવું. દશેનું મન રહે.

કાલાચાંદે કહ્યું, આપની આજ્ઞા શિર્ષ ધાર્ય છે. મેં પાપ નથી કર્યું છતાં પણ પ્રાયશ્ચિત કરવા સંમત થઇશ, પરંતુ તેની આગળ શું થશે મા?

મા બોલ્યા, હાલ તો એટલુંજ. આગળની વાત આગળ કરી લેશું.

આહારાદિ પછી કાલાચાંદ બેઠકપર આવી બેઠો. નોકરો વગેરેને બોલાવી કુશળ પૂછ્યું. આ વેળા નવીનરાય આવ્યા. હસીને કાલાચાંદે કહ્યું. આવો ભાઇ, આવો, બેએ "એકઘર"[1] એક ઘરમાં બેસીએ. નવીને બેઠક લીધી, કેટલીક વાતચિત કરી. ત્યાર પછી બાદશાહની કુમારીની વાત ઉપાડી. નવીન કાલાચાંદનો સમવયસ્ક[2] છે.

કાલાચાંદે અશ્રુ વરસાવતાં એ કથા નિષ્કપટે આધ્યન્ત નવીનની પાસે કહી નવીનના ચક્ષુ અશ્રુથી ભરાવા લાગ્યાં.

તેઓની એકાંત વાત ચાલે છે, એ સમયે તર્કાલંકાર મહાશય પધાર્યા. આજ તર્કાલંકાર ગામડાની સભાના મુખ્ય વકતા હતા.

તર્કાલંકાર બેઠા, કાલાચાંદે એએક બાદશાહી રૂપામહોર આપી તેમને પ્રણામ કર્યા. તર્કાલંકારે પ્રતિ નમસ્કાર કરી કહ્યું, બાવાજીનો જય થાઓ. તર્કાલંકારની આજે મુખછબી ઘણીજ પ્રસન્ન છે.

કાલાચાંદે કહ્યું મ્હારા વિવાહની વાતને લઇ મેં સાંભળ્યુ છે કે ગામમાં ખુબ આન્દોલન[3] થાય છે.

તપખીરનો ચપટો લઇ હસતાં હસતા તર્કાલંકાર વધ્યા શાસ્ત્રમા છે કેઃ—

**યથા સ્ત્રીણાં તથા વાચાં સાધુત્વે દુર્જનોજન.**[4]

રામચંદ્રને પણ લોકનિંદાના દુઃખમાં પડવું પડયું હતું આ સર્વની ઉપેક્ષા[5] કરવી એજ બુદ્ધિમાનનું કામ છે.

કાલાચાંદ—આ પ્રકારનો વિવાહ શું નિન્દનીય થાય?

તર્કાલંકાર—કોણ કહે છે! કયા હેતુથી નિન્દનીય થાય! દ્વિજ જાતિના વિવાહ લાંબા કાળથી અસવર્ણે[6] વિવાહ હતા.

કાલાચંદ—શાસ્ત્રમાં આ પ્રકારના વિવાહનો વિધિ શું છે?

તર્કાલંકાર—ન હોય કેમ? "**अनंत शास्त्रम्**" નહિ શા માટે? વિધિ છે, ઉત્તમ દ્રષ્ટાંત છે. વ્યાસ વશિષ્ટે પોતે એ પ્રકારે કર્યા છે. બીજું શું જોઇએ?

કાલાચંદ—આપજો પ્રમાણ આપી શકો, તો હું સારી દક્ષિણા હમણાંજ આપુ.

તર્કાલંકારે હસતાં હસતા કહ્યું, હમણાજ કાગળ કલમ લાવો, લખી આપુ છુ. બીજી પોથી જોવાનું કામ નથી.

---

૧ સ્ત્રિત બહાર—એકલા ઘરવાળો.

૨ એકસરખી વયનો.

૩ ચર્ચા ચાલે છે. ૪ સ્ત્રીઓનું તથા વાણીનું સારૂં કહેવામાં લોકો દુર્જન છે. (ભવભૂતિ ઉત્તર રામચરિત્ર) ૫ જતું કરવું બેદરકારી. ૬ બીજા વર્ણમાં.

તમે આવ્યા એટલે જે પ્રમાણ જોઇએ તે મેં પૂર્વથી અનુમાન કરી રાખેલ છે. સર્વે ઠીક કરી રાખ્યું છે.

કાગળ કલમ લાવવામાં આવી. તર્કાલંકારે પ્રમાણ લખ્યું.

હસતાં હસતાં નવીનરાયે કહ્યું, આપેજ તે દિન કહ્યું હતું નહિ? શબ્દ બ્રહ્મ."

તર્કાલંકાર હસીને બોલ્યા, બાવાજી તે ખોટું કહ્યું નથી.

"सर्वं खल्विदं ब्रह्म" ૧ જ કહ્યું, સર્વજ બ્રહ્મ છે; આ તર્કમાં જાતિ ટકે નહિ, શાસ્ત્ર મિથ્યા નથી.

વિશેષ મનુ બોલ્યા છે જે—

"महती देवता ह्येषा नररूपेण तिष्ठति."

રાજા--નરદેવતા, હેને જાતિ નથીજ. બાદશાહની કન્યા જોડે વિવાહ કરવાથી જાત જઇ શકતી નથી. કોઇ પાપજ છે નહિ.

કાલાચાંદ અને નવીન હસવા લાગ્યા.



પ્રકરણ ૧૨ મું.

---

## જગન્નાથપુરીમાં.૨

તર્કાલંકારે પ્રમાણ આપ્યું અને કાલાચાંદને પ્રાયશ્ચિત કરવું પડ્યું. કાલાચાંદે માતાની આજ્ઞાનું પ્રતિપાલન કર્યું.

જે હાલતમાં પડી હેને આ ઘટનામાં લેપાવાનું થયું છે. બાદશાહની કન્યા જોડે વિવાહ કરવો પડ્યો છે. તે તેણે કંઇ પણ છુપાવ્યું નહિ. તેણે સર્વને કહ્યું, હૃદયવાનો આ સર્વ વાત સાંભળી દીલગીર થયા. જેઓ હૃદયહીન હતા. તેઓ "પ્રીતિના માર્ગની આપત્તિ" એમ બોલી ઉપહાસ કરવા લાગ્યા.

---

૧ સર્વ માત્ર બ્રહ્મ રૂપ છે. ૨ 'શ્રી ક્ષેત્ર.'

કાલાચાંદની માતાએ પુત્રને આશીર્વાદ આપ્યો. વહુને માટે પોતાનો અલંકાર સમુહ આપી તેઓ વૃન્દાવન ગયાં. કલાચાંદને જતાં પહેલાં કહ્યું. બાપુ, મ્હારા ભોગની સમાપ્તિ થઇ છે. ત્હને ઐશ્વર્યને પદવી પર મેં ચડેલો દીઠો. મ્હને સંસારમાં બીજું કંઇ ઇચ્છવાનું રહ્યું નથી.હવે વૃન્દાવનની ધુલીમાં આ શરીર દેખાવ આપી શકયું, એટલે આ જીવનની કોઇ આકાંક્ષા રહી નહિ.

કાલાચાંદે અશ્રુપૂર્ણ નેત્રે માતાને વૃન્દાવન પાઠવી પોતે ઘેર આવ્યો. તર્કાલંકારને પાઠવી વળી એકવાર જ્ઞાતિબંધુઓની ઇચ્છા જાણી લીધી. આ જન્મ પોષિત સંસાર અને મૈત્રી બંધનથી કાલાચાંદે સર્વ તિરસ્કાર સહન કર્યો.

સમાજના નેતા શાસ્ત્રી અશાસ્ત્રીના ટોળાંએ કહ્યું, પુરીએ કાલાચાંદ જઇ પુરૂષોત્તમનો છુટકારો લઇ લે, તો ત્હેને સમાજમાં ગ્રહણ કરી શકાય, નહિ તો સમાજમાં ત્હેને સ્થાન નથી. ત્હેના પાપના પ્રાયશ્ચિતનું પ્રમાણ કોઇ સ્મૃતિમાં નથી.

પુરીમાં પોતે ભગવાન દારૂ વિગ્રહરૂપે ૧ વર્તમાન છે એ ક્ષેત્રમાં ઉચ્ચ નીચ નથી, જાતિવર્ણનો વિચાર નથી. નીલાચલ ૨ પાપી અને પુણ્યવાનને પરમ આશ્રયરૂપ છે. કાલાચાંદ જગન્નાથ પુરીએ ગયો.

સામાજિક ગણની હૃદયની સંકુચિતતા, ને કપટતા, શાસ્ત્રમાં અનાસ્થા. અહેતુક હેરાન કરવાની ઇચ્છા ઇત્યાદિ અસહ્ વ્યવહારને લઇ કાલાચાંદના મનમાં દારૂણ ક્રોધ, અભાવ, ઘૃણા ઉત્પન્ન થયાં. કોઇ કોઇ વાર ત્હેના મનમાં થતું હતું કે ગૌડના અશ્વારોને હુકમ કરી આ વાગાડંબર અને કપટતાને ઉપયુકત પ્રતિકાર કરવો, તેજ વેળા વળી મનમાં થઇ આવતું જે, જે કોઇ છે તે પોતાના સ્વજન છે. એઓની જોડે ભેળાવાની કાલાચાંદના પ્રાણની એકાદ ઉત્કટ વાસના ૩ હતી. પરિચિત મુખોનું આકર્ષણ અને સ્થાનભેટાના પ્રલોભને ત્હેને સકલ તિરસ્કાર સહન કરાવતો હતો. તિરસ્કાર સહન કર્યા છતાં બીજીવાર તેઓની સાથે મળવાના આશયથી કાલાચાંદ પુરી ગયો.

પુરીમાં પણ આ વાત ફેલાઇ ગઇ, પંડયાઓ વીરજાઓના બ્રાહ્મણગણના યોગ્ય કાર્યથી જાણીતા હતા. કાલાચાંદની જ્ઞાતિ ગઇ છે. માટે તેઓએ કાલાચાંદને મંદિરમાં પ્રવેશ કરવા દીધો નહિ. તિરસ્કાર પર તિરસ્કારથી ક્રોધોન્મિત થએલા કાલાચાંદે મંદિરની બહાર પડી હત્યા દીધી,

---

૧ કાષ્ટ શરીરરૂપે. ૨ પુરીમાંનો એક પર્વત જેની તળેટીમાં જગન્નાથનું મહામંદિર છે, ૩ વાસના, ઇચ્છા.

અને કહ્યું, હે પ્રભુ, હે અન્તર્યામી ભગવાન તમે સર્વ જાણો છો. સમાજ મ્હને વિના અપરાધે વિના દોષે અટકાવે છે. પોતાના સ્વજનોએ મારો વિના અપરાધે પરિત્યાગ કર્યો છે; હૃદયહીન કપટીજનો મ્હારી અવજ્ઞા, અપમાન કરે છે. હે નાથ તમે મને ગ્રહણ કરો સાંભળ્યું છે કે તમારી નિકટમાં જાત નથી, વર્ણ નથી, તમારી નિકટમાં સર્વે સમાન છે. તું અગતિનો ગતિ છે.

કાલાચાંદ અનાહારે ૧ ત્રણ દિવસ બાહિર પડી રહયો. છતાં તેના ઉપર કોઇ આદેશ ૨ થયો નહિ. અણાહારમાં, ક્ષોભમાં, અપમાનમાં, ક્રોધમાં કાલાચાંદનું ચિત્ત ઉદભ્રાંત થયું. ચોથે દિવસે પ્રભાતે કાલાચાંદ ઉઠીને બેઠો થયો ને ઉચ્ચસ્વરે બોલ્યો, જે ધર્મમાં અનુતાપીને ૩ આશ્રય નથી હૃદયમાં આદર નથી, પવિત્રતાના ઉપાય નથી, એ ધર્મજ નથી, બાહ્ય કપટતા માત્રજ છે. મ્હને સમજાયું હિન્દુધર્મ એ ધર્મજ નથી. વળી હે દારૂ બ્રહ્મ ૪ હું સમજ્યો કે તું દારૂમાત્ર છે, બ્રહ્મ નથી, ભંડાર વધારનારા ભંડારીઓ ત્હારો મિથ્યા મહિમા કીર્તન કરી, સરલ વિશ્વાસી લોકોને પ્રવંચિત કરી રહ્યાં છે. હું પ્રતિજ્ઞા કરૂં છું કે, આ બ્રાહ્યાચારનો ૫ સારમાત્ર એજ કે પ્રપંચનામય આ પુતલિકા, માટે આ ભંડારીઓની કપટ સમાજનો નાશ કરીશ ભારતવર્ષવ્યાપી એકધર્મ, વિશ્વાસનો, ધર્મ હૃદયનો ધર્મ સ્થાપન કરીશ; ઠગારાના જીવનનો ઉપાય મૂર્તિ ત્હેને આ ભારતવર્ષમાં રહેવા નહિ દઉં.

ત્રણ દિવસનો અણાહારી કાલાચાંદ ક્રોધમાં, ક્ષોભમાં, અપમાનમાં જ્વાલામુખી પર્વતની પેઠે હૃદયમાં બળીઝળી ગૌડ પાછો ફર્યો. ગૌડવાસીઓ ત્હેની પ્રચંડ મુર્તિ જોઇ ભુલાવામાં પડયા બાદશાહે કાંઇ પૂછવાનું સાહસ કર્યું નહિ.



## પ્રકરણ ૧૩ મું.

---

## અત્યુત્પાત.

અગ્નિ સળગી ઉઠયો. કાલાચાંદના હૃદયમાં ક્રોધ અને અપમાનની અગ્નિ પ્રજ્વલિત થઇ. વિશાલ પઠાણુસેના લઇ કાલાચાંદે પુરીનો ધ્વંસ કરવા ગમન કર્યું. દૂરથી એ વિશાલ સૈન્ય શ્રેણી ભીષણ પર્વતના જેવી દેખાવા લાગી. ઉડિસ્યામાં શબ્દ ઉઠયો, "કાલાપાહાડ" આવે છે.

---

૧ વગર આહારે. ૨ પ્રભુ આજ્ઞા. ૩ પસ્તાયલાને. ૪ ઠગી રહ્યા છે. ૫ બાહિરની ક્રિયા.

ઉડિસ્યા પતિ તેલંગા મુકુંદ દેવના ઉડિયા સૈનિકો પઠાણના ધનુષો અને તરવારની આગે ક્ષણવાર પણ ઉભા રહી શકયા નહિ. કાલાચાંદની ગતિ ક્ષણવાર થોભી નહિ. ઉડિયા સૈનિકો જે જે દિશાએ બન્યું, તે તે બાજુ પલાયન કરવા લાગ્યા.

કાલો પહાડ પુરીમાં દાખલ થયો. મંદિર રક્ષાને માટે પાન્ડાઓએ અને નગરવાસીઓએ કંઇક વખત યત્ન કર્યો. પરંતુ ઘડીકમાં પઠાણોએ મંદિરનાં દ્વાર ભાગી નાંખ્યા, અને કાષ્ટ શરીરને બ્હાર ખેંચી આણ્યું.

અમુકરીતે અગ્નિકુંડ પ્રજ્વલિત થયો કાલા પહાડે પોતે કાષ્ટ મૂર્તિને કંઠમાંથી પકડી કહ્યું, હે કાષ્ટ! હે કપટ પુતળી! આજ ત્હારૂં આવી બન્યું. ભારતમાં કપટનું પણ આવી બન્યું ઢોંગીનું પણ આવી રહ્યું. આમ બોલી બોલીને એકેએક જગન્નાથ, બલરામ, અને સુભદ્રાની મૂર્તિને અગ્નિમાં નિક્ષેપ કરી. શુદ્ધ ઇન્ધન મળવાથી અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો. શરીર-કાષ્ઠ-દેવ-શરીર ભસ્મીભૂત થયું, મંદિર રગદોળી, ઉડિસ્યાનો વિજય કરી પઠાણ સેના ગૌડે પાછી ફરી.

પરંતુ આગ પાછી ફરી નહિ. કાલા પહાડે, કામાખ્યનો ધ્વંસ કરવા ગમન કર્યું. ત્યાં નરનારાયણ કામરૂપનો રાજા અને શિલારાય સેનાપતિ. શિલારાયના પ્રબલ પ્રતાપે ત્રિપુરા પર્યંત કામરૂપનો અધિકાર વિસ્તૃત થએલ છે. પરંતુ દૈવયોગે શિલારાય કામરૂપમાં હાજર નહિ હતો. કાલા પાહાડની પઠાણ સેનાએ ગિરિગજની પેઠે કામરૂપને વિમર્દિત કર્યું ને તે નિલાચલ આવી પહોંચી. મહાપીઠ નામે કામાખ્યનું મંદિર ધૂળ ભેળું કર્યું. યુદ્ધ સવ પૂર્ણ થયું. પઠાણની તરવારના ભયે ઘણા આર્ય અનાર્યોએ આસામવાસી ઇશલામ ધર્મ ગ્રહણ કર્યો.

દક્ષિણ ગયું, ઉત્તર ગયું. એટલે કાલાપાહાડની રોષાગ્નિ વાણારસીનું દહન કરવા વિશ્વેશ્વરનું વિચૂર્ણ કરવા ઉદયત થયો.

તે વેળા વાણારસી ગૌડપુર રાજ્યની અંતર્ગત હતી. દિલ્લીના શહેનશા બેલોલ લોદીની સાથે ગૌડપુરના નવાબની ઘણા દિનો સુધી તકરાર ચાલતી હતી. ઘણા અભ્યાસથી પણ શહેનશા ગૌડપૂરના નવાબને પરાજિત કરી શકયો નહિ હતો.

ઉડિયા તથા આસામનો જય કરી કાલાપાહાડ ભારત વિખ્યાત થયો છે. યુદ્ધ કરવાનું તો દૂર રહ્યું, કાલાપાહાડનું નામ સાંભળીને પણ તે વેળાં વિપક્ષ[1] સેના પ્રાણના ભયે પલાયન કરતી. ત્હેના સાથી પઠાણના કાળાકેરથી ઘડીમાં દેશ સ્મશાનવત્ થઇ જતો.

દિલ્લીના શાહેનશાએ કાલાપાહાડની સહાયથી ગૌડપુરને કબ્જે કરવા વિચાર કર્યો, અને ગૌડે પત્ર સાથે દૂત પાઠવ્યો. પત્રમાં શહેનશાએ કાલાચાંદરાયને ધર્મપિતા કહી સંબોધ્યો હતો,

---

૧. શત્રુસેના.

ને દિલ્લીના મુખ્ય સેનાપતિનો ઓધ્ધો લેવા આગ્રહ કર્યો હતો, દિલ્લીશ્વરનો ઔદાર્યપુર્ણ લેખ મળવાથી, કાલાચાંદરાયે પ્રસન્ન થઇ સેનાપત્ય ગ્રહણ કરવાનો સ્વીકાર કર્યો, બાદશાહ સોલેમાને આનંદની સાથે સંમતિ આપી. અવિલંબે દિલ્લી જવાની તૈયારી કરી. વાણારસીનો નાશ કરવાનો સુયોગ પોતાને પ્રાપ્ત થયેલો જોઇ કાલાચાંદ બહુજ આનંદિત થયો.

શાહેનશા સાથે વાત થઇ, ગોડપુર કબ્જે કરી કાલાપાહાડ, વાણારસીનો ધ્વંસ કરશે. પઠાણ શાહેનશા કંઇ પણ વાંધો ન લઇ. એ પ્રસ્તાવને સંમત થયો.

સમુદ્ર જેવી વિપુલ પઠાણ સેના લઇ, ભૈરવઘોષે મૃત્યુની કરાલછાયા વિસ્તારી, કાલાપાહાડે ગૌડપુરે પ્રવેશ કર્યો. ત્હેના ભયથી નવાબ-સૈન્ય બન્યું તે દિશાએ પલાયન કરી ગયું. ગોડપુર વિના યુધ્ધે જીતાયું. નવાબે પલાયન કરી પ્રાણ બચાવ્યો.

અર્ધ સૈન્ય ગોડપુરે રાખી, બીજા અર્ધ સાથે કાલાપાહાડે કાશીમાં પ્રવેશ કર્યો ત્હેના આગમનના સમાચારથી કાશીમાં હાહાકાર થઇ રહ્યો. નિવાસીઓએ અને પ્રવાસીઓએ, ગૃહીઓએ અને સન્યાસીઓએ જેમ ફાવ્યું તેમ પલાયન કરવા માંડયું. પ્રાણનો ભય તેથી અધિક ધર્મના ભયે કાશીવાસી જનોના હૃદયને વ્યાકુલ કરી નાખ્યાં.

અન્નપૂર્ણા અને વિશ્વેશ્વરના પાન્ડાઓએ પોબારા ગણ્યા. તો પણ કાલભૈરવની મોટી મુર્ત્તિ કાશીરક્ષા કરી શકી નહિ. ત્રિશુલના ઉપર સ્થિત કાશી પઠાણ સેનાના ચરણ ભયથી કાંપવા લાગી.

ગંગાતીરે દિલ્લીના પ્રધાન સેનાપતિ કાલાપાહાડની લાલ રંગની પાલખી સ્થાપિત થઇ. કાલાપાહાડે હુકમ કર્યો. મૂર્તિને મંદિરનો ધ્વંસ કરો. ભયંકર દેખાવની પઠાણ સેનાએ હાથમાં ખુલ્લી તરવાર લઇ નગરમાં પ્રવેશ કર્યો. મુહુર્તમાત્રમાં શિલા અને ધાતુમય મૂર્ત્તિઓ તરવાર ને દંડના પ્રહારથી હાથ-પગ-નાક-કાન વિનાની થઇ ગઇ. રસ્તાની ધુળમાં રગદોળાવા લાગી. સૈનિકોનો વિજયઘોષ કાશીવાસીની રડાપીટની સાથે મળ્યો. કાશીમાં પ્રલયનો કોલાહલ થઇ રહ્યો.

હજુરી મુનસફ રહિમખાં કાલાપાહાડની પાલખી પાસે જઇ સલામ કરી બોલ્યો. હુજુર એએક મંદિર વિના સર્વને પુરાં કર્યા છે. સૈનિકોને વિસામાનો હુકમ થાય.

કાલાપહાડે પ્રફુલ્લ વદને કહ્યું, બહુ સારૂં. વિશ્વેશ્વરનું શું કર્યું છે ?

સલામ કરી રહિમખાંએ કહ્યું હુજુર, ત્હેને પણ ચૂર્ણ કરી છે. બહુ સારૂં. સર્વે વિશ્રામ કરો.

મનમાં મનમાં કહ્યું. હે, મોટા દેવો, તમે શું બીજાની રક્ષા કરી શકશો ? શો ઢોંગ ?



## પ્રકરણ ૧૪ મું

---

# મૂર્તિ.

વારાણસીનો ધ્વંસ કર્યા પછી કાલાચાંદનો પ્રજવલિત ક્રોધાગ્નિ બુઝાયો. ઉત્તેજનપર હવે અવસાદ ૧ આવ્યો ક્રિયાપર પ્રતિક્રિયા ૨ થઇ.

ગંગાતિરે કાલાચાંદની પાલખી છે. પાલખીમાં બેઠાં બેઠા નગરવાસીનો આર્તનાદ સંભળાય છે.

જગન્નાથ અને કામાખ્યમાં આવા અનેક આર્તનાદ કાલાચાંદે સાંભળ્યા છે. પરંતુ આજે આ હાહાકારોને વિલાપધ્વનિની રડાપીટે ત્હેના હૃદયને વ્યાકુલ કરી નાંખ્યું કાલાચાંદ પાલખીથી બ્હાર આવ્યો અને આવી ગંગાતીરે બેઠો.

એ વેળા દિશા મંડળ ચાંદનીથી ઉદ્યોતવાન્ થયું છે, જલ, સ્થલ, વૃક્ષ, લતા, સ્નિગ્ધ કૌમુદિમાં ૩ ઉજ્વલ થઇ હસે છે. મૃદુ મધુર દક્ષિણનો પવન ગંગાની તરંગમાળાને નચાવતો ધીરે ધીરે પ્રવાહિત થાય છે. કાલાચાંદ આ પ્રશાંત પ્રફુલ્લ પ્રકૃતિનો દેખાવ આંખ ભરી દેખવા લાગ્યો.

કાલાચાંદ જુએ છે કે, રૂપાના જેવી ધવલ ગંગા આનંદમા કલકલ નાદ કરતી નાચતી નાચતી વહી જઇ રહી છે; અતીઆનંદ અનંતમતિ કાલાચાંદની પૂર્વ સ્મૃતિ જાગૃત થઇ પૂર્વનો અભ્યાસ હોવાથી ગાવા લાગ્યો.

**मातः शैक सूता सपत्नि वसुधा, शृंगार हारावलि स्वर्गारोहण वैजयन्ति.**

આટલા સુધી ગાઇ એકાએક કાલાચાંદના મનમાં થયું, ૪ ઇન્દુનાજેવો ધવલ આનંદ પ્રવાહ આપણી તો મૂર્તિજ છે. આ વેળા દુરે કોઇએ ગાયું.

**ओ कार मुरतिमन चिन कि वहारे ?**

**ओइ जे करे छे एइ विश्व रचना नेकहेन ग्रहब आंकिते आर के पारे.**

विश्वव्यापी मूर्त्ति शोभे, ओळखी लेतुं प्यारे,
વિશ્વસૃષ્ટા વિણ ન આંકી, શકે રેખા સારે.

---

૧ ઉદાસીનતા, ખીન્નતા, વૈરાગ ૨ પશ્ચાતાપ, અફસોસ ૩ ચાંદની. ૪ ચંદ્ર

સ્વર ઘણો મધુર, ભક્તિ અને આનંદનોજ જાણે વિશ્વાસ હોયની એવો લાગ્યો. પવિત્ર હોમ શિખાની પેઠે ત્યાં મનુષ્ય વિના કોઇ ઉચ્ચેથી સ્વર કરી રહ્યું છે. કાલાચાદ તન્મય થઇ સાંભળવા લાગ્યો. ત્હેના અંતરના બંધ દ્વારો ખુલી ગયાં. ગાયક ગાવા લાગ્યો.

દ્વિભુજ કે ચતુર્ભુજ કે દશભુજ વેશ,
વિલશી વિચારે મન આજ શું હશે કે શેષ ?
અંતરમાં ધ્યાવાથી પ્રકટે નિર્મળરૂપ પ્રકાશ,
ચિતરૂપે જે જગમાં શોભે અનત વિશ્વાભાસ.

વિમુગ્ધ કાલાચાંદે વિચાર્યું, આ શી વાત, દ્વિભૂજ, ચતુર્ભુજ, દશભુજ, મત્સ્ય, કૂર્મ, વરાહ નર એ શું એક ત્હારાંજરૂપે જે ચિદ્દરૂપ અરૂપ તેજ વિશ્વાકાર એ શી વાત ? મ્હને આ વાત કોણ સમજાવે ? પ્રભુ, તમે કયાં છો ? હું શું સમજયો છું. શું સમજી મેં શું કર્યું ? મ્હને આ રહસ્ય કોણ સમજાવશે ? વિશ્વમાં આ જડવિશ્વમાં આ મૃતિકા આ કાષ્ટ પાષાણમાં કોણ મને ચિદ્દરૂપ દેખાડે ?

ગાયનનો સ્વર એથી પણ વધારે ઉંચે ચડયો. કાલાચાંદ સાંભળવા લાગ્યોઃ—

વિરાજે સહસ્ત્રબાહુ વળી સહસ્ત્ર પ્રહરણ,
સહસ્ત્ર ચરણે કરે અજસ્ત્ર વિચરણ;
સહસ્ત્ર વદને ખાય, સહસ્ત્ર નયને નિરખે,
સહસ્ત્ર શ્રવણે સુણે કયારે..........
સહસ્ત્ર શીર્ષા ન હોય તો પછી, સમજ મૂર્ખ પ્રાણ,
અનંત ગૌરવથી કરે કેમ સહસ્ત્ર ધારામાં સ્નાન.
સહસ્ત્ર બ્રહ્માંડને જે, હૃદયમાં ધરી શકે છે,
તેજ તારા ક્ષુદ્ર હૃદયમા નિત્ય વસે છે.

જે બાહિર અનંત કોટી બ્રહ્માંડ વ્યાપી છે. ( છતાં ) અનંત કોટી બ્રહ્માંડમાં જેનું સ્થાન નથી, તેજ વળી ક્ષુદ્ર જીવ હૃદયમાં પણ છે. એ શું રહસ્ય ? કાલાચાંદે વિચાર્યું, એ શું રહસ્ય ? ગાયકે ગાયું—

અજ્ઞાન મનને ભૂલાવવાને રચે કવચિત્ એ ઇંદ્રિજાળ,
કવચિત કાલીરૂપે શોભે કવચિત ધરે કાળ કરબાળ.

કવચિત્ વા બંશી ધરે,
ત્રણ જગતનાં મનને હરે.
આનંદ-કાનનમાં કરે વિવિધ લીલારે...........
કવચિત્ મહા કાળરૂપે સ્મશાનમા કરે વાસ,
કવચિત્ રાજ રાજેશ્વરી થઇ, કરે મુખે મૃદુ હાસ.
જે ભાવેથી જે જન ચ્હાય,
તે રૂપે તેનાં દર્શન થાય.
(વસ્તુતઃ) જે જ્યોતિરૂપે પરબ્રહ્મ, શબ્દરૂપે ઓંકારે.

ગાતો ગાતો કાલાચાંદની નિકટ ગાયક આવે છે. ઉજ્વલ જ્યોત્સનામા ૧ કાલાચાંદે જોયું તો સન્મુખે પ્રેમાનંદ બાવાજી છે. બાવાજી આનંદથી પ્રફુલ્લ ભાવે મગ્ન છે. ભાવમુગ્ધ,૨ ઉદાસિનચીત્ત એવો કાલાચાંદ બાવાજીને પગે લોટી પડયો, ને રડવા લાગ્યો.

બાવાજીએ બાહુ પ્રસાર્યા. કાલાચાંદને ઉચે ઉપાડી આલીંગન કર્યું. તે સ્નિગ્ધ આલિંગનના અમૃત સ્પર્શથી કાલાચાંદ અંતર બાહિર શાંત થયો.

રડતાં રડતાં કાલાચાંદે કહ્યું, પ્રભુ, મ્હેં શું કર્યું ?

બાવાજી—બાપુ, ત્હેં ભૂલ કરી છે. જેઓની પ્રતિષ્ઠા કરવી જોઇએ, તેઓને વિસર્જન કર્યા છે.

કાલાચાંદ—મ્હારી આ ભૂલ કેમ થઇ, પ્રભુ?

બાવાજી—બાપુ, **क्रोधाद भवति संमोहः** ક્રોધથી ત્હને મોહ થયો છે. હવે ક્રોધની આગ બુઝાઇ ગઇ છે. અંતરમાં વિષાદ આવ્યો છે. હવે મોહ જશે. કૃષ્ણ કૃપા કરશે.

કાલાચાંદ—પ્રભુ, એટલા દિન આપે મ્હને દર્શન કેમ નહી આપ્યા ?

બાવાજી—બાપુ, સમય થયો નહિ હતો. ત્હારા પૂર્વ કર્મ (પ્રારબ્ધ) ક્ષય નહિ થયાં હતાં. ક્ષેત્ર ખેડાયલું નહી હોય ત્યાં સુધી ખેડુત બીજ વાવે નહી, હવે વૈરાગ્ય આવ્યો છે ભોગ કર્મ ક્ષય થયાં છે, ક્ષેત્ર કર્ષીત થયું છે.

---

૧ ચાંદનીમાં. ૨ વિચારમૂઢ; શૂન્યચિત્ત.

ભગવાને કહ્યું છે કે,

"यदा ते मोह कलिलं बुद्धिर्व्यतितरिष्यति तदागन्तासि निर्वेदं—"

મોહ બુદ્ધિ જાય એટલે નિર્વેદ (વૈરાગ્ય) આવે, મેં ત્હને પૂર્વથીજ કહ્યું હતું કે, કાશીમાં મેળાપ થશે.

કાલાચાંદ—પ્રભુ, મોહ જાય નહિ, ત્યાં સુધી કંઇ સમજી શકાતું નથી. તે તો અરૂપ છે તો મૂતિ શા માટે ?

બાવાજી—તે વિશ્વરૂપ, માટેજ અરૂપ. સર્વેજ ત્હેનાં રૂપ, ત્હેને નિરાકાર કહેવાની ઇચ્છા હોય તો તેમ બોલ, ચિંતા શી છે ?

"सर्व रूपे रूप मिशाइया तूमि आपनि निराकार."

પ્રત્યેક રૂપમાં પરમાત્મા મળી જાય છે, છતાં તે નિરાકારજ રહે છે.

સાંભળ, બાપુ, ભગવાન બોલ્યા છે—

"ये यथार्मा प्रपद्यन्ते,
तास्तथैव भजाम्यहं."
"जे भावे जे भजे कृष्ण, तारे से,

તું અરૂપ ચિંતવ, તેમાં નુકશાન શું ?

"अपाणि पादो जवनो ग्रहोता,
स पश्यत्य चक्षुः सश्रुणोत्य कर्ण.
सवेत्ति विश्व नहि वेत्ता तस्य."

ત્હેને હાથ પગ નથી, તથાપિ તે ગ્રહણ કરી શકે છે. ચાલી શકે છે. ત્હેને ચક્ષુ નથી, તથાપિ તે દેખી શકે છે; કર્ણ નથી, છતાં સાંભળી શકે છે. તે આ વિશ્વને જાણે છે. ત્હેને કોઇ જાણતું નથી.

આજ તે અરૂપીની વાત. ઋષિઓએ શું કહ્યું છે, તે શું ધ્યાનમાં આવી શકે ? તું મૂર્ત માણસ, અનંત અગણિત મૂર્તિઓમાં વસી રહેલા અમૂર્તની વાત–અરૂપની વાત ધારણ કરી શકતો નથી. એનો અધિકાર ઘણો દૂર છે.

હવે મૂર્તિની વાત. તુ મૂર્ત, હું મૂર્ત, આ જગત, આ બ્રહ્માંડ, સ્થલ, જલ, જીવ, વનસ્પતિ, સ્થાવર, જંગમ, સર્વેજ મૂર્ત છે. બાપુ, જોઇ કહે, તું લાંબા વખતથી એવો હતો શું ?

કાલાચાંદ—કદિ નહિં.

બાવાજી—એ નક્કી તું નહિ હતો, એકવાર પણ નહિ હતો. તું થયો છે. વળી તું હોઇશ નહિ. હું પણ નહિ હતો, થયો છું વળી હોઇશ નહિ, આ જગત્ પણ નહિ હતું, છે, વળી હોશે નહિ. જ્યારે આપણે નહિ હતા. અર્થાત્ આપણી મૂર્તિ નહિ હતી. ત્યારે આપણી અમૂર્ત અવસ્થા છે. આ જગત, આ બ્રહ્માંડ, તું અને હું, એ અમૂર્તની મૂર્તિ; અરૂપનું રૂપ. આ રૂપ, આ મૂર્તિ, વળી તે અમૂર્ત અરૂપ હોશે. ઉત્પત્તિ ને લય, લયને ઉત્પત્તિ, એજ આ વિશ્વની લીલા. જ્યારે સત્ દેખે, ત્યારે મૂર્તિ શી?

કાલાચાંદ—અરૂપનું રૂપ થયું કેમ?

બાવાજી—એજ આ લીલામયની લીલા. પરમાનંદમાં આનંદની ચંચલતા. રૂપ નહિ હતું, મૂર્તિ નહિ હતી, જગત્લીલા ન હતી, તેથી રૂપ થયું છે. અવ્યકતમાંથી જગત્ વ્યકત થયું છે. અરૂપ રૂપ થઇ પોતાનુંજ રૂપ પોતે દેખી આનંદલીલા કરે છે.

"मुकुरे नेहारिरूप सुखेरल्यहि ओर,
आपनार रूपे नागर आपनि विभोर."

દર્પણમાં નીહાળી મુખ, માનવ મન આનંદિત થાય,
જગતરૂપે સ્વ-રૂપ નીહાળી, પરમ પ્રભુ પણ પુલકિત થાય.

તે એકાંશમાં [1] આજ સ્થાવર જંગમાત્મક જગત્ બની પ્રકૃતિ થઇ, પરમ પુરૂષરૂપે તેની સાથે ક્રીડા કરે છે.

કાલાચાંદ—પ્રભુ, સમજ્યો, આ વિશ્વ—આજ સ્થાવર જંગમ ઉત્પત્તિ, તેજ વિશ્વની—જગન્નાથની મૂર્તિ. ત્યારે આ મૂર્તિ સન્મુખ હોવા છતાં મનુષ્ય, મૃતિકા, પથ્થર અને કાષ્ટદ્વારા—આ નશ્વર જગતના પદાર્થદ્વારા તેજ સત-ચિત્ આનંદરૂપને મૂકીને એક મન: કલ્પિત મૂર્તિને શા માટે નમે છે?

બાવાજી—જગન્નાથના—વિશ્વેશ્વરના—વિશેષ પ્રકાશને માટે; મોહથી કલુષિત થયેલા ચિત્તનો મોહ છેદવા માટે, તું મૃત ને ચિત્ એનું સ્વરૂપ સમજતો નથી. જે મૃત્ તેજ ચિત્. જે જડ તેજ ચૈતન્ય. ચૈતન્યજ જડમાં પરિણામ પામ્યું છે. જડ વળી ચૈતન્ય થાશે. તું જે મૂર્તિને કાષ્ટમયી, પાષાણમયી અથવા મૃન્મયી [2] કહે છે. વિચારી જો પ્રકૃત વિષયમાં તેજ ચિન્મયી છે. વિશ્વરૂપ સન્મુખ હોવા છતાં એ મૂર્તિનું પ્રયોજન છે. નદી સન્મુખે હોય ત્યારેજ ઘડો ભરી જલ લેઇ પાન કરાય છે. નદી પાન કરાવા જતી નથી. વિશ્વરૂપ વિશ્વમૂર્તિ ક્ષુદ્ર—હૃદયમાં ધારી શકાય

---

[1] એક અંશમાં. [2] માટીની.

નહિ; માટે આ વાસનાનું રૂપ, સાધનાની રચના. તે અનંતરૂપ, જેને જે ભાવે રૂચિ, તે ત્હેને તેવી બનાવી લે છે. સન્મુખે અપાર સમુદ્ર છે. પરંતુ તમારા પાત્રનો જે આકાર હોય, ત્હેને ભરી તેજ આકારનું જલપાન કરાય છે. અને તૃષા મટાવાય છે.

જે જે ભાવે પાન કરીએ તે સર્વે એકજ જલ.

બાવાજી ગાવા લાગ્યા:—

**श्याम श्यामा भिन्न केवल आकारे,**
**भिन्न आकारेः भिन्नाकारे रे।**
**श्यामा धरे असि श्याम धरे बांशी;**
**अट्टहासि, मृदुहासि जे अधरे।**
**वृन्दावने श्याम अप्राकृतकाम,**
**मदनोन्मादिनी श्यामा, धरे नाम.**
**येये भावे भावे पूरे मनस्काम,**
**प्रवर्त्ते प्रभेद भिन्न भिन्नाकारे.**
**दश भूजारूपे श्यामा एक मूर्त्ति,**
**दश भूजे श्याम मदन गोपाल स्फूर्त्ति,**
**उभयेर पुजा रमुल प्रेम भक्ति,**
**अभिन्न प्रणव रकारे लकारे.**

શ્યામ શ્યામાં ભિન્ન કેવળ આકારે,
ભિન્ન આકારે, ભિન્નાકાર રે.......
શ્યામાધરે અસિ, શ્યામ ધરે બંસી,
અટ્ટહાસિ, મૃદુહાસિ જે અધરે.
વૃંદાવને શ્યામ, અપ્રાકૃત કામ,
મદનોન્માદિની શ્યામા ધરે નામ;
જે, જે ભાવે ધ્યાવે પૂરે મનસ્કામ,
પ્રવર્તે પ્રભેદ ભિન્ન ભિન્નાકારે.
દશ ભૂજારૂપે શ્યામાની એક મૂર્તિ
દશ ભૂજે શ્યામ મદન ગોપાલ સ્ફુર્તિ;
ઉભયની પૂજાનું મૂળ માત્ર પ્રેમભક્તિ,
અભિન્ન પ્રણુવ ‘ર’ કારે ‘લ’ કારે.

સમજ્યો બાપુ,! ભેદ કાંઇએ નથી. વસ્તુ એક વિશ્વેશ્વરના વિશેષ પ્રકાશને ૧ માટે, વિક્ષિપ્ત ચિત્તને વિશેષ આકર્ષણ કરવાના નિમિત્તથી કાષ્ટ, પાષાણ, ધાતુ અને મૃતિકાદ્વારા મૂર્તિ ઘડી લીધી છે. સાધન બળથી ભક્તિ-યોગથી આજ કાષ્ટ, પથ્થર, મૃતિકામાં ચિદ્દર્શન થાય છે. ત્હારા મોહાંધ નયન જેઓને મૃતિકામય તરીકે દેખે છે. ભક્તના દિવ્યનેત્ર તેઓનેજ એ જડ મૂર્તિને ચિન્મયી તરીકે દેખે છે. ભક્તની પાસે-સાધકની નિકટે જડમાં ચિત્ પ્રકાશિત હોય છે. એકવાર જડ ચૈતન્યનું સ્વરૂપ જાણવામાં આવ્યું તેને તન્મના તદ્ ભક્તતા થઇજ છે.

કાલાચાંદ—પ્રભુ, જે રૂપ મૂર્તિ મનુષ્ય ઘડે, ભગવાન્ શું એ રૂપે સત્યજ આવિર્ભૂત થયેલ હોય છે.

અથવા એ મનુષ્યના મનની કલ્પના ?

બાપુજી—બાપુ, ભગવાન લીલા કરવા માટે. ધર્મની રક્ષાને માટે, યુગેયુગે સ્વરૂપ લઇ અવતાર ધરે છે. તેમણે કહ્યું છે:—

" यदा यदाहि धर्मस्य ग्लानि र्भवति भारत.
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।।

જ્યારે જ્યારે ધર્મગ્લાની પામે, ને અધર્મની વૃદ્ધિ થાય ત્યારે હું પોતાને સરજું છું સાધુઓનું રક્ષણ, પાપીઓનો વિનાશ, અને ધર્મની સંસ્થાપનાને માટે યુગેયુગે અવતીર્ણ થાઉં છું.

જ્યાં રૂપ દેખે, ત્યાં સર્વરૂપે ભગવાનજ આવિર્ભૂત થયેલા છે. તે મત્સ્ય,-કૂર્મ વરાહ-નૃસિંહ થયા છે. તે વામન-પરશુરામ-રામરૂપે આવેલા છે. તેજ બંશીધારી ત્રિશુલધારી, તેજ જગન્નાથ વિશ્વેશ્વર છે. તેજ કાલી, તારા, ષોડષી, ભૂવનેશ્વરી, અન્નપૂર્ણા થયા છે. ત્હેના અનંત આવિર્ભાવ છે. એ ઉપરાંત પણ ભગવાન બોલ્યા છે:—

यद यद विभुति मत्सत्वं श्री मदुर्जित मेववा.
तद तदेवाव गच्छत्वं ममत्त संभवम् ।।

"જે કંઇ ઐશ્વર્ય યુક્ત, સુંદર વા તેજસ્વી, છે તું ત્હેને મ્હારા તેજમાંથી ઉત્પન્ન થયેલ તરીકે જાણ. અર્થાત્ તેજ સકલ પદાર્થમાં ભગવાનનોજ વિશેષ પ્રકાશ છે. જેમ જ્યોતિ પોતેજ સર્વ પદાર્થમાં છે, પરંતુ સૂર્યમાં વિશેષ પ્રકાશે છે.

---

૧ રૂપ.

કાલાચાંદ—પ્રભુ, મેં તો કાષ્ટરૂપ મૂર્તિ ઘણીવાર જોઇ છે હું એમાં કાષ્ટથી બીજું કાંઇ કેમ દેખતો નથી ? શા માટે મૂર્તિ તરફ મ્હને અવજ્ઞા થઇ ?

બાવાજી—ત્હારૂં ચિત્ત નિર્મલ હતું નહિ. અને નિર્મલ નહિ હોવાથી ચિત્ત વિભાસિત હતું નહિ. માટે તું કાષ્ટબ્રહ્મને ચિન્મય દેખવા પામ્યો નહિ. ત્હને જગન્નાથના દર્શન થયાં નહિ ત્હેં માત્ર કાષ્ટ પુત્તલિકા દીઠી. ભગવાન બોલ્યા છે.

**अवजानंति मां मूढा मनुषी तनु माश्रितम्,**
**परं भावमजानं तो मम भुत महेश्वरम्,**
**मोघाशा मोघकर्माणो मोघज्ञानाविश्चेतसः**
**राक्षसी मासुरीं चैव प्रकृति मोहिनी श्रीताः**

જેઓની આશા વિફલ, કર્મ વિફલ, જ્ઞાન વિફલ, જેઓનું ચિત્ત વિક્ષિપ્ત તેઓ સર્વે અસુર અને રાક્ષસ સ્વભાવના (રજસ્તમ પ્રકૃતિવાળા) મૂર્ખ લોકો મ્હારૂં પરમ તત્ત્વ ન જાણી મનુષ્ય દેહધારી મ્હારૂં અપમાન કરે છે.

બાપુ, ત્હારી પ્રકૃતિ પણ તે ક્ષણે ક્રોધમાં અને અનાચારીમાં આસુર ભાવવાળી હતી, માટે તું એ કાષ્ટ મૂર્તિની અવજ્ઞા કરે એમાં આશ્ચર્ય શું ?

કાલાચાંદ—પ્રભુ, સમજ્યો, શા માટે આ પાપીને જગન્નાથના દર્શન થયાં નહિ. પરંતુ એક વાત હજી પણ સમજી શકતો નથી. હું જ્યારે અનાહારે ત્રણ દિવસ મંદિરની બાહિર હત્યા દઇ રહ્યો, ત્યારે મ્હારા પર કોઇ આદેશ કેમ થયો નહિ ?

બાવાજી—બાપુ, એ ત્રણ દિવસમાં ત્હેં એકવાર પણ જગન્નાથને ચિંતવ્યા નહિ. ત્હારો દેહ પુરીમાં હતો પણ તું કેવલ ગૌડ અને વીરજાઓનમાં યાતાયાત ૧ કરતો હતો; વધુ શાહાજાદીનું મુખ જોતો હતો, અને વીરજાઓનના બ્રાહ્મણોના માથા ઉડાવતો હતો. જગન્નાથનું એક વાર પણ ચિંતન ન હતું. ત્હારો દેહ શ્રી ક્ષેત્ર ૨ હોવાથી શું થાય ? તું એક મૂહૂર્ત પણ શ્રી ક્ષેત્રમાં હતો નહિ. જગન્નાથ કેમ આદેશ આપે ? કાલાચાંદને, નહિ કાલાચાંદના માંસ પિંડને ?

કાલાચાંદના ગાલ પરથી અશ્રુ વહી વહી પડવા લાગ્યાં. પોકાર પાડી બોલ્યો, પ્રભુ ? આપ અંતર્યામીએ જે કહ્યું તે સત્ય છે.

હું મહાપાપી છું, મ્હારી ગતિ શી થશે !

---

૧ ગમના ગમન, યોગ્ય ને અયોગ્ય મનની સ્થિતિ; ક્ષિપ્ત સ્થિતિ. ૨ પુરીમાં.

બાવાજી—બાપુ જ્યારથી ત્હને અનુતાપ ૧ થયો છે, ત્યારેજ ત્હારી ગતી થઇ છે. કૃષ્ણે ત્હારા પર કૃપા કરી છે. તેણે કહ્યું છે:—

अपिचेत् सूदुचारो भजते मामनन्यभाक."

એક ચિત્તે મને ભજે તે અતિ દુરાચારી હોય તો પણ તે મ્હારા ચરણ સ્થાનને પામે એ પ્રભુના શ્રી ક્ષેત્રમાં મહા પાપીને પણ સ્થાન છે.

કાલાચાંદ—પ્રભુ, મ્હેં શું શ્રી ક્ષેત્રને રાખ્યું છે? કાષ્ટ બ્રહ્મનો ભસ્મ કરી શ્રી ક્ષેત્રનો નાશ કર્યો છે. હું મહા પાતકી છું, મ્હારે માટે તો કાંઇ સ્થાન નથી.

બાવાજીએ હસતાં હસતાં કહ્યું. વત્સ, અનાદિ અવ્યય બ્રહ્મને ભસ્મ કરવાની ત્હારી શું શકિત છે? તું જગન્નાથની કાષ્ટ મૂર્તિનો નાશ કરી શકયો તેથી એમને શું ક્ષતિ છે! ભસ્મ પણ તે ઓછે; તેના વિના જગતમાં કંઇ નથી. આ બ્રહ્માંડ-આ વિશ્વ, તેમનું શ્રી ક્ષેત્ર ત્હેનો ધ્વંસ કરવાની ત્હારી શકિત નથી, કોઇની નથી. તેમની ઇચ્છા ન હોય, તો તેનો એક પરમાણુ-પણ વિચલિત થાય નહિ. ત્હેં જે કર્યું તે પણ તેમનીજ ઇચ્છાથી કર્યું છે. તેમની ઇચ્છાથી ઉત્પત્તિ, તેમનીજ ઇચ્છાથી પ્રલય, વળી તેમની ઇચ્છાથી જેમ શ્રીક્ષેત્ર હતું, તેમજ છે, જેમ કાષ્ટ બ્રહ્મ હતા, તેમજ છે. તું હું નિમિત્ત માત્ર. કર્તા એક માત્ર તેઓ. તું એક મને જગન્નાથનું શરણ લે, તેઓ ત્હને સર્વ પાપથી મુકત કરશે, મૃત્યુથી અમૃતમાં લઇ જશે. ભગવાન્ બોલ્યા છે.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु,
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे।
सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज,
अहं त्वां सर्व पापेभ्यो मोक्ष यिष्यामि मा शुच।

તું સર્વ પરિત્યાગ કરી, માત્ર ત્હેમનું શરણ લે, તન્મના તદભકત તદયા બીજા હો ત્હેમને તેજ પરમાનંદને તેથી તું પ્રાપ્ત થઇશ.

બાવાજી અંતર્ધ્યાન થયા.

કેટલાક વખત પછી કાલાચાંદ આંખ ઉઘાડી જુએ છે, તો ત્યાં બાવાજી કે કોઇ નથી. ચારે તરફ જોયું, કયાં પણ દેખાયા નહિ એટલે કાલાચાંદે મોટો નિશ્વાસો મૂકયો.

---

૧ પશ્ચાતાપ.

સન્મુખે રૂપાના જેવી ધવલ ગંગા શ્વેત ચાંદનીમાં દેખાતી કલ કલ નાદે તેજ પ્રમાણે વહ્યા કરે છે. ચંચળ તરંગ નાના નાના તરંગોની માળા ચંચળ વાયુની સાથે તેજ પ્રકારે ખેલ કરી રહી છે. કાલાચાંદ ઘણો કાલ આ પૂણ્ય ૧ પ્રવાહની ભણી જોઇ રહ્યો.

ગુરૂ ઉપદેશથી અને ગુરૂ ભકિતથી કાલાચાંદને દિવ્ય દર્શન પ્રાપ્ત થયું છે; કાલાચાંદ, રૂપમાં અરૂપ, મૂર્તિમાં અમૂર્તિ, જડમાં ચિદરૂપ દેખવા લાગ્યો. દેખે છે તો શંખેન્દુ ૨ ધવલ ગંગા તે સામાન્ય જલ પ્રવાહ નથી, ત્હેને તો ચિદજ આનંદ વહ્યા કરે છે. ચંદ્ર કિરણમાં ચિદાનંદ ઉજવલ્લ થઇ ઉઠયો છે, સમીરેણે ૩ તેજ ચિદાનંદ વહી રહ્યો છે. કાલાચાંદ મુગ્ધ થયો છે ચિદરૂપ આનંદરૂપ, અમૃતરૂપ જોઇ ધીરે ધીરે ગંગા પ્રવાહની નિકટમાં આવે છે. ગદ્ ગદ્ કંથે ગાવા લાગે છે

> "गांगं वारि मनोहारि मुरारि चरण च्युतम्,
> त्रिपुरारि शिरश्चापि पापहारि पुनातुमाम् ।"

અશ્રુથી ભીંજાઇ ગયલા ગાલે, ગદ્‌ગદ્ કંઠે ગાતાં ગાતાં ગંગાજલમાં કાલાચાંદે ઝોકાવ્યું મુહુર્તમાં એક વિસાલ તરંગ આવી ત્હેને કયાએ ઘસડી ગયો. પાછો તે દેખાયો નહિ.

પ્રભાતે મોટા મોટા મુનસુફો સેનાપતીની રકતવર્ણની પાલખી પાસે આવી જુએ છે તેમાંથી શય્યા ખાલી; પહેરેદાર કાંઇ કહી શકયા નહિ. શોધ કરી કયાંએ સેનાપતિ દેખવા પામ્યા નહિ પાલખી ઉપાડી પઠાણસેનાએ દિલ્લી તરફ પ્રયાણ કર્યું કાશીમાં ચર્ચા થવા લાગી કાલાપહાડ કાલ ભૈરવના અંગમાં મળી ગયો.



## પ્રકરણ ૨૫ મું.



## સાધના.

ગોદમાં ખબર પહોંચી કાલાચાંદરાય વાણારસીમાં અંતર્હિત થઇ ગયા. ત્હેને શું થયું, તે જીવે છે કે મરણ પામ્યો છે, કંઇપણ કહી શકાતું નથી. ઘણી શોધ કરી પણ ત્હેનો કંઇ પતો મળ્યો નહિ.

બાદશાહ સોલેમાન આવાત સાંભળી અશ્રુ પાડવા લાગ્યો બેગમે હાય હાય કરી રડવા માંડ્યું, પરંતુ શાહજાદી દુલાલી રડી નહિ. માને બોલી, મા એમ થાય શકે નહિ. તેઓ દાસીને

---

૧ પવિત્ર ૨ શંખને ચંદ્રના જેવી, ૩ વાયુમા

છોડી જઇ શકે નહિ, તમે રડો નહિ; મ્હને વાણારસી યાત્રાએ જવાનો ઉદયોગ કરવા દો હું વાણારસી જાઉં, તેઓ ર્હને બોલાવે છે.

સો અશ્વારો સાથે આપી બાદશાહ સોલેમાને પુત્રીને વાણારસી પાડવી જે સ્થળે કાલા-ચાંદની રક્તવર્ણું શિબિકા ૧ રાખવામાં આવીછે, બરોબર તેજ સ્થાને તેજ રીતે શાહજાદીની શ્વેત શિબિકા મૂકવામાં આવી.

કાશીના લોકોએ સાંભળ્યું કાલાપાહડની સ્ત્રી ગૌડના બાદશાહની પુત્રી આવી છે. ભયથી લોકોના ટોળે ટોળાં કાશી છોડી જવા લાગ્યાં શાહજાદીએ સેનાપતી રહિમખાંને કહ્યું, ઢોલ પીટાવી દો, કાશીમાં કોઇ લુટફાટ કરવાનું નથી. કોઇએ પણ કાશી છોડી જવું નહી આ એકસો અસર્ફી વિશ્વેશ્વરને સેવા માટે દીધેલ છે. જે જે મંદિરો અને મુર્તિઓનો દિલ્લીના સેનાપતિએ વિધ્વંસ કર્યો છે. હું ત્હેનો પુનઃસંસ્કાર કરાવીશ તમારો કામ ધંધો કરો.

સંધ્યાકાલે મોતિયાને બોલાવી કહ્યું, મોતિયા જે પલંગે જે સય્યામાં તેઓ શયન કરતા હતા, તે સાથે આવેલાં છે, તેઓ જેમ હતાં, તેવીજ રીતે કરી મુક જે પાનદાનીમાંથી તેઓ તંબોલ ખાતા હતા, તેમાં તેમજ કરી પાન કરી રાખ, જે ડબીમાંથી તેઓ તમાકુ ખાતા હતા, એમાં સુગધી તમાકું તૈયાર રાખી બિછાનાની પાસે રાખ, બિછાના ઉપર, ગુલાબ, વેલી, ચંમેલી છંટાવી દે બોલતાં બોલતાં શાહજાદીનાં ચક્ષુમાં આંસુ ભરાઇ આવ્યાં, મુખ ગંભીર થયું મોતિયાએ કાંઇ બોલવાનું સાહસ કર્યું નહિ. મનમા ને મનમાં વિચાર્યું, શાહજાદી શું ઉન્માદિની ૨ થઇ છે ?

શય્યા રચના થઇ, તમાકું તૈયાર થયો, શય્યાપર પુષ્પ પથરાયાં શાહાજાદીએ બહાર દેખી જોયું ચારે દિશામાં ઉજવલ ૩ કૌમુદીમાં ૪ પ્રકૃતિ હસે છે, આજ સ્નિગ્ધ જ્યોત્સ્નામાં ૫ આનંદના તરંગોને ઉડાવતી કલનાદિની ગંગા કુલુકુલુ નાદે ૬ કોઇ પ્રેમવિરહ ગાથા ગાય છે એ ગાનમાં આનંદે ને વેદનાએ વિરહેને મેલાપે વિશ્વને જગાડી દીધાં છે. શાહજાદીએ આંખમાં આંસુ ભરી મોતિઆની તરપ ફરી કહ્યું, મોતિઆ ! મ્હારી પાસે હું એકલી રહીશ. પહેરેગીરોને સાવ-ધાન કરી દો મ્હારી શિબિકાની નજદીકમાં કોઇ આવે નહિ, ગંગાતીરે કોઇ જાય નહિ. તું મને સિતાર આપી ચાલી જા પ્રભાત થયાં પહેલાં આવતી નહિ.

મોતિયા ચાલી ગઇ શાહજાદીએ ગંગા ભણીનું પાલખીનું દ્વાર ઉઘાડી નાંખ્યું સ્નિગ્ધ નિશાના પવન ત્હેના પડખામાં પેશી સુશીત સ્પર્શ દઇ, આનંદ અને વેદના સંચાર કરવા લાગ્યો શાહજાદીએ પુષ્પશય્યાની નિકટમાં ભુમિપર બેસી સિતાર હાથમાં લીધી ચાંદીની ત્હેના અનિંદ્ય

---

૧ પાલખી. ૨ બેભાન; ગાંડી. ૩ ચાંદની. ૪ કુદરત; સૃષ્ટિ ૫ ચાંદનીમાં; કૌમુદીમાં, ૬ ખડખડ અવાજે.

કમનીય દેહ ઉપર આવી પડી અને શાહજાદીને જાણે કૌમુદીમાં સ્નાન કરેલી શુભ બીજી ગંગા ન હોય તેવી બતાવવાં લાગી.

ગંગાના કુલુકુલુ કરૂણાજનક ગાને શાહજાદીની સિતારે વાગતાં વાગતાં તાનેતાન મેળવ્યો. નિશાના શીતલ સમીરણુ ૧ કરૂણા લિપ્ત વેદજનક સ્પર્શથી તે તાન વધારી મૂક્યું. સ્નિગ્ધ જ્યોત્સ્નામાં વિરહને વેદના ગળી પડવા લાગ્યાં. શાહજાદીએ રૂદન કરતાં કરતાં ગદ્‌ગદ્ કંઠે ગાવા માંડયું.

### બંગાળી.

आमि निशिदिन आछि नाथ तव,
पथ पाने सुधु चाहिया.
कोथा तुमि प्रभु, निमिषे निमिषे,
कत युग जाय चलिया ।
हिया चाहे तव हियार संग,
प्रति अंग मम चाहे प्रतिअंग.
आकुल तृषित पराण आमार,
राखित पारि ना धरिया ।
एस नाथ एस हृदय आसने,
पुलकित प्रेम परशने.
अए अश्रु वेदना एत आकिंचन,
सफल कर आसिया.
प्राणे २ पिपासा हृदये २ आसा,
तुमि कि जान ना प्रभु ?
नयने नयने रयेछ जागिया,
तुखिया रये छे तनु;
कह नाथ कह मोरे.
आरत पारि ना वहिते ए भार,
धरह आमारे आसिया.
आमि दरशे दरशे अवश अंगे,
तोमारे आइ व मिशिलिया ।

૧ વાયુઓ

## ગુજરાતી અર્થનું ગાયન.

રાતદિન જોવું વાટડી,
નાથ ઘર ન આવે.
હશો ક્યાં પ્રભુ ? નિમેષે નિમેષે,
અનંત યુગ વહયા જાય......
હૃદય ચાહે તુજ હૃદય સંગ,
પ્રતિ અંગ માંહે તુજ પ્રતિ અંગ,
અંકુશ કામ ન આવે... રાતદિન જોવું.
પધારો નાથ, સ્વાગત નાથ ? આ હૃદયાસને,
પુલકિત કરો પ્રાણ તવ પ્રેમના દરસને.
અશ્રુધારા વહે નિરંતર.
કરો દૂર તે સત્વર.
પ્રાણની પિપાસા હૃદયની આશા
નથી જાણતા તે શું તમે પ્રભુ ?
નયન નયન જે જાણી શકે છે,
તે શું જાણોના તમે પ્રભુ ?
નાથ ! ઉદ્ધરો ! નાથ ઉદ્ધરો !
ક્ષણેક યુગ સમ "કઠિન જણાય
તવ સ્પર્શ તવ રૂપ પ્રભાવ.—રાત૦

ભાગીરથીના કલનાદની સહિત મળી શાહજાદીની વેદનો લિપ્ત કરૂણા ગીતિ સિતારના ઝંકારથી દિગ્-મંડલમાં ફેલાઇ ગઇ. વાયુ રૂદન કરતો કરતો એજ આંસુથી નાહેલી પ્રેમ ગીતિને એજ દુઃખદ નિવેદનને આકુલ આહવાનને ક્યાંએ વહન કરી ગયો. પરંતુ કોઇ આવ્યું નહિ.

ચંદ્રમા અસ્ત પામ્યો. પક્ષી ગણો પ્રભાતનો પ્રથમ કલનાદ કરી રહ્યા. શાહજાદીએ મોટો નિશ્વાસ મૂકી સિતાર રાખી દીધી. દ્વાર બંધ કર્યા.

મોતિયા આવી જુએ છે તો શાહજાદીના ચક્ષુ રકત વર્ણ છે. તેમાંથી અવિરલ ૧ ધારાઓ આંસુ પડી ગાલ પર દેખાવ આપી રહ્યા છે. મોતિયા રડવા લાગી, પરંતુ બોલી શકી નહિ.

કેટલાક વખત પછી કહ્યું, શાહજાદી ? કંઇ આહાર લેવા તૈયાર થાઓ. શાહજાદીએ રડતાં રડતાં કહયું. ના મોતિ, કાશીમાં મ્હારે ઉપવાસ. પ્રાણની આકાંક્ષા નહિ મટી તો કેવળ દેહની પિપાસા મટાડવાથી શું થાય. મોતિ ? જોઇએ અન્નપૂર્ણા શું કરે છે. મોતિ હું એકલી રહીશ. સંધ્યા કાલે ફરીથી આવજે. રહિમખાંને કહે કે મંદિરનો પુનઃ સંસ્કાર થાય તેમ કરે; જેટલા પૈસા લાગે તેટલા ખર્ચે. મ્હને પૂછવાની જરૂર નથી. આજે મધ્યાન્હે અન્નપૂર્ણાના ભોગ માટે એકરો અસર્ફી મોકલાવી છે.

દિન ગયો. સંધ્યા કાલે મોતિયા આવી. તેજ રીતે પુષ્પ શય્યાની રચના કરી, તમાકુ પાન તૈયાર કર્યાં. શાહજાદી દ્વાર ખોલી નાંખી સિતાર લેઇ બેઠી. સિતારમાં વિશ્વને રડવાનો કરૂણ તાન વાગી ઉઠયો. શાહજાદીના ગાલપર આંસુ પર આંસુ પડી રહ્યા છે. ગદ્‌ગદ કંઠે હૃદયની વેદના, પ્રાણની કામના ઉછાળા મારી રહી છે. વિશ્વ પ્રકૃતિ રડી રહી છે.

એ દિવસ પૂર્ણિમા છે. શુભ્ર ૩ ઉજવલ ચાંદનીએ ખુલ્લા દ્વારને માર્ગે પાલખીમાં પ્રવેશ કર્યો. શય્યાનો પુષ્પ સમુહ આ ચાંદનીમાં ઉજવલ થઇ રહયો. સુંદર સમીરણના ધીરા સ્પર્શથી ડબીમાંથી સુગંધી તમાકુની ધુમ બાહિર આવવા લાગી. શાહજાદી રોમાંચિત થઇ. ત્હેને ભ્રમ થયો કે જાણે કુસુમ શય્યામાં અર્ધ સુતેલ કાલાચાંદ તમાકુ ખાય છે. જરામાં એ ભૂલ ભાંગી, પરંતુ ત્હેના મનમાં થયું, આ ક્ષણેજ તેઓ આવશે. અરે આશા ?

સહસા કંઠમાં અમૃત વર્ષણ કરી ગંગાપર કોઇ ગાય છે:—

"रस प्रेम पे दिया छे डुब,
समने कि करवे तार, डुब मारे दिया छे डुब।"
से ये अरूपे २ रूप रूपे हरे,
रूप दिया से अरूप धरे.
तार मयन ते माणिक जले,
मयन रे तार खुले २ मूक।

પ્રેમ રસે જે સ્વયં નિમજ્જન, બચાવે કોણ તેનેરે,
અરૂપ છતાંયે રૂપ ધરીને, વિલસે જાણો તેનેરે.

---

૧ વગર આંતરે; વગર અટકે ૨ કુદરત; સૃષ્ટિ. ૩ શ્વેત.

રૂપી છતાંયે અરૂપ બનીને વ્યાપે ધ્યાવો તેનેરે,
નયન મહીં વિકસે અનંગ પ્રકાશ
રૂપી છતાં અરૂપી જે છે તેને ધ્યાવો પ્રેમીરે......
પ્રેમ રસે જે સ્વયં.

સ્વરમાં ભક્તિને પ્રેમ, શાંતિને સૌંદર્ય ઉજ્જવલ થઇ રહયાં; શાહાજાદી ઉંચા કાન રાખી ગીત સાંભળવા લાગી. ગીતધ્વનિ ધીરેધીરે નિકટમાં આવવા લાગ્યો.

કંઇક સમય જતાં દ્વાર માર્ગ પર મનુષ્યની છાયા પડવા લાગી. શાહજાદીએ જોયું તો ચાંદની જેવા ઉજ્વલ–ગૌરકાંત ઉચ્ચ કાયવાળા એક મહાપુરૂષ આનંદ ને શાંતિ, કરૂણાને પ્રેમ એ અંગમાં જાણે વહયાં કરતા હોયની; તેવા જણાયા. અપરિચિત વીર્યવાન્ પુરૂષને જોઇ શાહજાદીને લજજા થઇ નહિ, ભય થયો નહિ. શિશુ જેમ માને ખોળે જાય, વાછળું જેમ ગાય ભણી દોડે, શાહજાદીએ તેમ કરી એજ મહાપુરૂષ ભણી વિશેષ આગળ આવી, મહાપુરૂષના ચરણ પાસે જઇ, ભોંયપર પડી. પ્રણામ કર્યા.

બાવાજીએ કહયું. મહાલક્ષ્મી, ઉઠ, મા, તમારી સાધના સિદ્ધ થઈ છે.

શોકયુકત કંઠે શાહજાદી બોલી–બાબા. મ્હારી આશા શું પૂર્ણ થશે ?

બાવાજી બોલ્યા–આટલો પ્રેમ શું અવિફલ થાય ? કાલાચાંદ મૃત પણ તમારા આ પૂણ્યથીજ તે જીવતો છે આજજ ત્હને મળશે, પરંતુ મા પુનઃ સંસારે રહેશો નહિ. સંસાર એ પ્રેમ સાધનાનું ક્ષેત્ર નથી.

બાવાજીએ શાહજાદીના મસ્તક પર હસ્ત સ્પર્શ કર્યો. આ મધુર સ્પર્શથી શાહજાદીના હૃદયની ગ્રંથી તુટી ગઇ. બાવાજી અંતર્હિત થઇ ગયા.

આશા ને આનંદે શાહજાદીની સિતાર વાગવા લાગી.



૧ મને પાવન કરો.

## પ્રકરણ ૧૬ મું.



# આકર્ષણ,

ભાવમુગ્ધ કાલાચાંદે જ્યારે ગંગામાં **पुनातुमा** એવું કહી ઝોકાવ્યું ત્યારે એક બળવાન મોજાએ આવી હેને જલમાં ડુબાવી દીધો. કાલાચાંદ પ્રવાહના વેગે અવશ થઇ ક્યાંએ ગયો.

જ્યારે હેને શુદ્ધિ આવી, ત્યારે જોયું તો માથા પાસે પ્રેમાનંદ બાવાજી. કાલાચાંદ બોલ્યો પ્રભુ, હું ક્યાં છું ?

બાવાજી–મ્હારા આશ્રમમાં

કાલાચાંદ–કેવીરીતે આ સ્થળે આવ્યો ?

બાવાજી–પ્રવાહ વશત આવ્યો છે.

કાલાચાંદે પ્રયત્ન કર્યો, પરંતુ કંઇ યાદ આવ્યું નહિ.

બાવાજીએ કહ્યું, કંઇ દુગ્ધ પાન કર.

કાલાચાંદે દુગ્ધ પાન કર્યું. જરાવાર પછી સુસ્થિર થઇ ઉઠી બેઠો થયો.

બાવાજીએ કહ્યું– કાલાચાંદ શુદ્ધિ આવતાં પહેલાં શું દેખતો હતો;

કાલાચાંદ નિરૂત્તર રહ્યો.

બાવાજીએ કહ્યું, શાહાજાદીને નહિ શું !

લજ્જાથી નમેલા મુખે કાલાચાંદે કહ્યું, પ્રભુ તેનેજ.

બાવાજી–શાહાજાદીને ભુલી શકતો નથી !

કાલાચાંદ–પ્રભુ, કેમ ભુલું ! હું જે દીશામાં જોઉં છું, ત્યાં હેનેજ દેખું છું. અંતરે બાહિરે કેવળ તેજ દેખું છું.

બાવાજી–સમજ્યો, શાહાજાદી હવે હારે વિશ્વમય થઇ છે.

કાલાચાંદ–શું જાણું પ્રભુ; હેનાવિના બીજું કંઇ દેખાતું નથી.

બાવાજી–તો **जो कुछ मुंमे तुंही है** એમ થયું છે, એવોજ પ્રેમનો ધર્મ છે. હને વીરજાઓનમાં એજ કહ્યું હતું. ક્ષુદ્ર શાહાજાદી હવે વિશ્વવ્યાપ્ત થઇ છે, ક્ષુદ્ર પ્રેમ મહા પ્રાણમાં પરિણામ પામ્યે

છે. આવેળા સ્થાવર જંગમ સર્વે શાહજાદી છે. શાહજાદીને અવલંબી ત્હેં વિશ્વ પ્રેમનો અનંત પ્રેમનો આસ્વાદ પ્રાપ્ત કર્યો છે. અનંતને પોતાનું કહેવા સમજ્યો છું, વીરજાઓનમાં મેં કહ્યું હતું, મનુષ્ય ક્ષુદ્ર મનુષ્યને અવલંબી અનંત સ્વરૂપનું સંધાન પામે, અનંતને વશ કરે. શાહજાદી ત્હારી પ્રેમ મૂર્તિ છે. એ મૂર્તિનું અવલંબન ન કર્યું હોત તો એ આનંદની પાસે જઇ શકત નહિ. એમાં તન્મય થઇ શકતે નહિ. પરંતુ "જેને દેખતા આનંદ વધે" એવી નૃમૂર્તિ ૧ સર્વના ભાગ્યમાં હોતી નથી. એટલા માટે શ્રી મૂર્તિની પ્રતિષ્ઠા કરે છે. પોતાના વિચાર પ્રમાણે ઘડેલી, વિચાર પ્રમાણે તૈયાર કરી, મનુષ્ય તેનાપર ચિત્ત ઠરાવે. સાધનબલે તેજ ક્ષુદ્રમૂર્તિ વિશ્વવ્યાપક થાય અનંત સ્વસ્વરૂપ થાય.

બાપુ, હજુ પણ કંઇક બાકી છે.

તું જગત્ શાહાજાદીમય દેખે છે. પરંતુ તું શાહજાદી થઇ શકે નહિ, ત્યાં સુધી હજુ પણ મૂર્તિનું પ્રયોજન છે. તેજ પ્રેમમૂર્તિ ત્હને બોલાવે છે, આકર્ષે છે. તું સમજે છે શું! બાવાજી બોલ્યા.

કાલાચાંદ-પ્રભુ જાણતો નથી, શા માટે વાણારસી જવાનો આગ્રહ થાય છે, મનમાં થાય છે કે જાણે શાહાજાદી ત્યાં છે.

બાવાજી-શાહાજાદીને કેમ દેખે છે?

કાલાચાંદ-ઉચ્ચસ્વરે પોકારી ઉઠયો ભૂમિપર લોટી પડી કહેવા લાગ્યો, હાય, અશ્રુમુખી પ્રિયે. ત્હારી વેદના મ્હારા કલેજામાં વાગે છે.

બાવાજીએ કહ્યું-બચ્ચા, ઉઠ વારાણુસી ચાલ હવે વિલંબ કરવાનું પ્રયોજન નથી. તેજ પ્રેમિકાની અદ્ભુત સાધનાએ ત્હારા મૃત્ત દેહમાં જીવન આવ્યું છે. તું મર્યો પણ મરેો નથી. ત્હારો પુર્નજન્મ થયો છે. હવે સંસારમાં રહેવાનું પ્રયોજન નથી. આ નવીન જીવને શાહાજાદીને લઇ શ્રીક્ષેત્રે પ્રેમથી ગમન કર.

ગુરૂને શિષ્ય વારાણુસી ચાલ્યા બાવાજી ગાવા લાગ્યા.

रस प्रेमे के पिया है तुम,
शामव कि जावे तारे;
गुरु चारे पिया है तुंम।



૧ મનુષ્યની મૂર્તિ.

## પ્રકરણ ૧૭ મું.



# સિદ્ધિ.

બાવાજી અંતરધ્યાન થયા પછી, શાહજાદી સિતારના કરૂણતારે, કરૂણુ કંઠે, એકરૂપ થઇ, અશ્રુ પાડતી પાડતી આવાહન ૧ ગીતિ ગાવા લાગી.

ગંગાના તરંગે તરંગપર એ રૂદન દિગંતસુધી પહોંચી ગયું.

ઉજ્વલ ચાંદનીમાં શય્યાપર વિખરાયેલી શ્વેત પુષ્પમાળા પ્રકાશી રહી છે, મૃદુ પવનમાં ડબીમાંથી સુગંધી તમાકુની ધુમ બહાર નીકળી રહી છે, શાહજાદીને એકવાર ભ્રમ થાય છે તે સમજે છે કે કાલાચાંદ ડબી ઉઘાડે છે. કોઇ વખતે નિશાના પવનનો શીતળ સ્પર્શ કાલાચાંદનું આલિંગન છે એવો ભ્રમ કરી શાહજાદીને ચોંકાવી મુકે છે. ઘડીકમાં ભુલ ભાંગી જાય છે અને ત્હેના ગાલપરથી અશ્રુધારા ગળવા લાગે છે.

એક વખતે ઉંચુ કરી શાહજાદીએ ગંગાતીર ભણી જોયું. ને દેખ્યું કે અસ્પષ્ટ મનુષ્ય મૂર્તિ—કાલાચાંદ જેવી શાલવૃક્ષ જેવી ઉંચી, તેમજ વિશાળ છાતીવાળી જોઇ. શાહજાદીની છાતી બમણ વેગે ધડકવા લાગી, લલાટપર પ્રસ્વેદે દેખાવ આપ્યો. મૂર્તિ ધીરે ધીરે શિબિકા પાસે આવી. શાહજાદી અનિમેષ નેત્રે તેજ દિશામાં જોઇ રહી, જોતાં જોતાં મૂર્તિ શિબિકાના દ્વારે આવી, પછી શિબિકામાં પ્રવેશ કર્યો. શાહજાદીએ હાસ્ય કરી કાલાચાંદને આલિંગન કર્યું ને મૂર્છિત થઇ, કાલાચાંદને પણ મૂર્છા થઇ. એજ પુષ્પ વિખરાયલી શ્વેત શય્યા ઉપર બે પ્રફુલ્લ પદ્મની પેઠે પ્રેમી જોડું મૂર્છિત થઇ રહ્યું છે.

ઘણીક વેળા પછી ઉભયની મૂર્છા ઉતરી, બાષ્પરૂધ્ધ કંઠે રડતાં રડતાં શાહજાદી બોલી, દાસીને ભુલી આટલા દિન કયાં હતા. તેજ ગદ્ગદ્ કંઠે કાલાચાંદે કહ્યું. પ્રિયે, હું કર્મપ્રવાહ વશ થઇ ગયો હતો; પરંતુ ત્હને ભૂલી શકયો નહિ; ત્હને છોડી રહેવાને શકિતવાન થયો નહિ. મ્હારા અંતરે તું, ને બાહિરે પણ તુંજ છે. આ ચક્ષુથી ત્હારા વિના જગતમાં બીજું કંઇ દેખાતું નથી; તુંજ મ્હારૂં જગત, તુંજ મ્હારૂં જીવન, પ્રેમભર શાહજાદીને આલિંગન કરી કાલાચાંદે કહ્યું, પ્રિયે, આ સ્થળે હવે વધારે રહેવું નથી; શીઘ્ર ચાલ.

---

૧ સંબોધનથી; બોલાવવાની.

શાહજાદીએ કહ્યું, કેમ નાથ?

કાલાચાંદ—હું કાલાપહાડ હતો. હું પોતે માનવ મૂર્તિ હોવા છતાં શ્રી મુર્તિનો મેં ધ્વંસ કર્યો હતો. તે વેળા હું સમજ્યો નહિ. વિશ્વની સર્વ મૂર્તિઓજ છે; મ્હારી ભૂલ થઇ હતી. એજ ભૂલે હું વિશ્વનો નાશ કરવા યત્ન કરતો હતો. માટે સંસારમાં મ્હારે માટે સ્થાન નથી. તે કાલાપહાડ મરી ગયો છે. ચાલ, પ્રેમના ક્ષેત્રમાં એ સ્થળે જાતિ વડાઇનો વિચાર નથી. આ જગતને છોડી જગન્નાથના શ્રી ક્ષેત્રમા જઇએ.

શાહજાદી—કાલાપહાડ મરી ગયો છે, ભલે મુઓ. મ્હારો કાલાચાંદ છે. કાલાચાંદને કાશી નિવાસમાં શી આપત્તિ છે?

કાલાચાંદ—પ્રિયે, પ્રભુનો આદેશ એવો છે માટે તેજ પ્રેમના ક્ષેત્રમાં જવું પડશે.

શાહજાદી—તેમજ થાઓ. પરંતુ એક દિવસ અહીં રહેવું પડશે. મોતિયા તમને જોશે. તે મ્હારી વ્યથાએ વ્યથિત છે ને દુઃખે સંગિની છે. વળી વિશ્વેશ્વરનો પ્રસાદ લેવો જોઇએ. મેં કાશી આવી તમારી સાથે એકત્ર પ્રસાદ લેવા માટે ઉપવાસનું વ્રત લીધું છે.

શાહજાદીના કઠોર વ્રતની કથા સાંભળી, કાલાચાંદની આંખમાં પાણી આવ્યાં. બાષ્પરૂન્ધ કંઠે આવેગભર બોલ્યો. પ્રિયે, મ્હને શોજન્મ સુધી સ્નેહને ખંભે તેં બાંધી લીધો.

શાહજાદીને હાસ કરતાં સાંભળતાંજ મોતિયાને નિદ્રાભંગ થઇ ગઇ હતી. પરંતુ પાશે આવી શકી નહિ, શાહાજાદીની મના હતી. પ્રભાતે મોતિયાએ શાહાજાદીની પાલખીએ પ્રવેશ કર્યો. ત્યારે પ્રણયિ યુગલ એકાસને બેસી, અશ્રુમોચન કરે છે. મોતિયાને જોઇ શાહજાદી બોલી, અરે મોતિ, તુંજ મ્હારી દુઃખની સંગિની દુઃખે ભગિની છે; આવ, આજ મ્હારા દુઃખનો છેડો આવ્યો છે. મોતિયા પાસે આવી.

કાલાચાંદને જોઇ મોતિયાને આનંદ થયો; આંખમાં પાણી આવ્યાં; વળી એકવાર ક્રોધ પણ થયો, એજ સ્નેહનો ધર્મ, મોતી બોલી. રાવસાહેબ. એમ બોલી રડે છે. આપ બહુ કઠિન.

અપરાધીની પેઠે કુષ્ટિત થઇ. કાલાચાંદે હસતાં હસતાં કહ્યું, મોતી મ્હારો દોષ નથી. અદ્રષ્ટ વશે એમજ થયું છે. મ્હને ક્ષમા કર.

શાહજાદીએ કહ્યું—મોતિ એઓ જે આવ્યા છે તે વાત તુંજ જાણે, બીજા કોઇને ખબર ન પડવી જોઇએ. એઓ કાલાપહાડ થયા હતા એમ સમજ, કાશિમાં સર્વ એવું જાણે છે કે કાલાપહાડ મરી ગયા છે. સત્યજ છે કે કાલાપહાડ મરી ગયાજ છે; મેં તો કાલાચાંદને લીધા છે,

હમણા જા, વિશ્વેશ્વરનો પ્રસાદ લેઈ આવ, અમારી શિબિકા પાસે કદી નહિ આવતી, ધ્યાન રાખજે હો.

પ્રસાદ આવ્યો, મોતિયાને સાથે રાખી પ્રણયિયુગલે પ્રસાદ લીધો.

શાહજાદીએ હસી કહ્યું; પ્રભુ, મૂર્તિનો પ્રસાદ કેવો લાગે છે? કાલાચાંદે હસતાં હસતાં કહ્યું. પ્રિયે, પ્રસાદ પણ એની મૂર્તિ છે. હવે બીજું એની મૂર્તિ વિના કંઈ દેખાતું નથી. શા ભૂલ તે વેળા થઇ. શાહજાદીએ કહ્યું, મોતિયા તમાકુ તૈયાર કરી દે. એઓ પલંગે બેસી ડબી-માંથી તમાકું ખાતા તું અને હું એમને જોઇએ. મોતિ એ રૂપે છેલ્લું દેખાવાનું છે, મોતિ.

મોતિયા ચમકી ઉઠી. ને બોલી, શાહજાદી એ શું બોલ્યાં? શાહજાદીએ કહ્યું, મોતિ ઠીક બોલી છું. સાંભળ, મ્હારૂં કંઇ છે તે આ છે, તે કાલેજ સર્વે લઇ ગૌડે જા.

કેમ શાહજાદી તમારે નથી આવવું શું?

ના, મોતિ, મ્હારે હવે પાછું ફરવાનુ નથી. માને, પિતાને મ્હારા શત કોટી પ્રણામ જણાવી કહેજે કે તેમના જામાતા જે પંથે, જે ભાવે ગયા છે, તેજ પથે, તેજ ભાવે હું પણ અઈ છું. એથી વધારે કાંઇ કહેવું નહિ.

હમણા જા, સંધ્યાકાળે ફરી આવજે, મોતિયા રડતાં રડતાં બહાર આવી, પહેરેગીરે મોતિયાને રડતાં જોઇ કહ્યું મોતિયા કેમ રડે છે?

મોતિ કુછ નાહિ. આંખમે દરદ હુઆ.

સંધ્યાકાળે મોતિયા આવી શાહજાદીએ તેના હાથમાં એક કાગળ ને ચાવીનો ઝુમખો આપ્યો. રોતાં રોતાં ચિરસગિનીને આલિંગન કરી કહ્યું, મોતિ પ્રાણુની મોતિ જે કંઇક દિન બચે, તેમાં અમારી હવેલી છોડી જતી નહિ. આ મારૂં છેલ્લું આલિંગન છે.

મોતિયા માટીમાં લોટી પડી રડવા લાગી.

શાહજાદીએ મોતયાને પકડી ઉભી કરી. પછી કહ્યું, પ્રાણુની મોતિ, આજ મ્હારો સુખનો દિન છે, હું સુખી થઇ માટે, તું પણ સુખી થા. ત્હારા રૂદનથી મ્હારૂં કલેજું ફાટી જાય છે. રડીશ નહિ. માને સમજાવી કહેજે, તમારી પુત્રી જે નારીનું કર્તવ્ય હોય તેજ કર્યું છે. તું મા પાસે રહેજે. મ્હારી પેઠેજ માને ચાહના કરી બોલાવજે.

અશ્રુજળ પાડતાં પાડતાં મોતિયા વિદાય થઇ. શાહજાદીએ દ્વાર બંધ કર્યાં.

રાત્રિનો બીજો પહોર છે, પ્રકૃતિ શાંત છે. ઉજ્જ્વળ જ્યોત્સ્ના [1] વગર શબ્દે, વૃક્ષે, લતાએ, પત્રે, પુષ્પે, જલે, સ્થળે પડી ઉજ્વલિત થઇ રહી છે. નિશાનો સુંદર સમીરણ વગર શબ્દે વહ્યે જાય છે. એ વેળા વિશ્વની એ શાંતિને તોડતું ગંગાના ગર્ભમાંથી સંગીત નીકળ્યું.

मन आनंदस्वरुप केन भावना:
मिछा मोहे भूलि निये भस्मघूलि:
मिछा दु:खे केन मूल रे आपना: ।

આત્મસ્વરૂપ આનંદમય મૂઢમતિ ક્યમ ભૂલે,
મિથ્યા મોહમાં તલ્લીન થઇને ખેલે શું આ ધૂળે રે...
દુ:ખ–સુખ મિથ્યા તોળી લે તું આત્મ તુલે રે...
મૂઢમતિ ક્યમ ભૂલે.

ગીત સાંભળી કાલાચાંદે કહ્યું, પ્રિયે, પ્રભુ આવ્યા છે. હવે વિલંબ શું છે? ચાલ. ઉભય મણિદીપની પેઠે દંપતિ શિબિકામાંથી બહાર આવ્યાં.

સાથે કલનાદિની ગંગા મૃદુ મધુર નાદે જાણે આવ આવ કહેતી બોલાવતી ન હોય સ્નિગ્ધ શુભ્ર તરંગના હાથથી ઉછળી જાણે આલિંગન કરવા ચાહતી ન હોય? દંપતિ ગંગાભણી ચાલ્યાં.

કેટલેક દૂર જઇ શાહજાદીએ કહ્યું,–એકવાર જન્મના જેવો પિતાનો [2] પટગૃહ જોઈ લઉં. કાલાચાંદ ઉભો રહ્યો. શાહજાદીએ પાછું ફરી શિબિકા ભણી જોઇ, એક મોટો નિશ્વાસ નાખ્યો. હાય રે માયા!

બીજે દિવસે પ્રભાતે મોતિયાએ શાહજાદીના પ્રકોષ્ટે આવી જોયું તો શય્યામાં શ્વેત કુસુમ રાશિ હતો તેમ વિખરાઇ રહ્યો છે, પાનદાનીમાં પાન તેમજ રહ્યાં છે. ડબીમાં તેમજ તમાકું તૈયાર રહ્યો છે કિન્તુ અરે, શ્વેત કુસુમના જેવી, કોમળ કૌમુદીના જેવી શાહજાદી પ્રકોષ્ટમાં નથી. મોતિયા ઉચ્ચે સ્વરે રોવા લાગી.

મોતિયાના રૂદનથી પહેરેગીર દોડી આવ્યો. સેનાપતિ રહિમખાં આવી પહોંચ્યો. કાશીના જળસ્થળને જરીએ જરી શોધ્યા પરંતુ શાહજાદી મળ્યાં નહિ. રહિમખાં બેબાકળો થઈ ગયો. શાહજાદીની શિબિકાના પહેરેદારને તત્કક્ષણ કેદ કર્યો.

---

[1] ચાંદની. [2] તંબુ।

મોતિયાએ સેનાપતિને કહ્યું તેનો અપરાધ શો ? એને છોડી દો. બાદશાહ પાસે હું જવાબ પોતે આપીશ. છૂટી મેળવી પહેરેગીરે મોતિયાને સો સો પ્રણામ કર્યા.

તેજ દિવસે ગૌડની સેના કાશીથી શિબિકા ઉપાડી ગંગાપાર ગઇ.

કાશીમાં વાત ચાલી, કાલાપાહાડનો જેમ પત્તો નથી, તેમ ગૌડના બાદશાહની પુત્રીનો પત્તો નથી. પાન્ડાઓએ વાત ફેલાવી કે કાલાપાહાડ અને બાદશાહ નંદિની કાલભૈરવને અન્નપૂર્ણામાં મળી ગયાં. કાલાપહાડ, કાલભૈરવ સાથે અને શાહજાદી અન્નપૂર્ણા સાથે. ત્યારપછી કેટલેક દિવસે શ્રી ક્ષેત્રના લોકના દીલમાં આમ આવતું કે મુંડિત મસ્તક, તેજઃપુંજ એક ભિક્ષુક અને ભિક્ષુણી પ્રતિદિન પ્રભાતે ગરૂડ સ્થંભની નિકટમાં ઉભાં ઉભાં જગન્નનાથના દર્શન કરે છે ત્યાર પછી તેઓ ક્યાંએ જતા રહેતાં તે કોઇના જોવામા આવતું નહિ.



# ઉપસંહાર.

સદ્વિવેકી વાંચક ! આ વાર્તા હવે પૂર્ણ થઇ છે. કાલચાંદરાયે તથા તેની પત્ની દુલાલીએ શ્રી ક્ષેત્રમાં રહી પોતાના અવશેષ આયુષ્યને પ્રભુભક્તિથી પૂર્ણ કર્યું. કાલાચાંદની જે કાલાપહાડરૂપે પ્રસિદ્ધિ થઇ હતી તે તેણે પોતા પ્રાયશ્ચિત જળે ધોઈ નાંખી. મનુષ્ય આવેશને વશ થઈ એક વખત ભૂલપાત્ર થાય છે પણ આવેશનો ક્ષણીક વેગ ખલાસ થતાં તે ભૂલ તેને સમજાયા વિના રહેતી નથી. કેમકે તેના અંતરના ઉંડાણમાં પ્રભુના જ્ઞાનરૂપી પ્રકાશનો દીપક ઝગઝગતો હોય છે. આવેશરૂપ અજ્ઞાનપટ તેના ઉપર પડે છે પણ તે સ્થાઇ રહેતો નથી. કાલાચાંદરાયના સંબંધમાં પણ તેમજ બન્યુ હતું. જ્યારે શ્રી ક્ષેત્રમાં અનાહારે રહેવા છતાં તેને સાક્ષાત્કાર ન થયો ત્યારે તે પણ આવેશને વશ થયો હતો. અને આવેશને વશ થવુ એટલે શું ? પોતાના ભાનને ભુલવું. મદ્ય પીનાર મનુષ્ય જેમ ફાવે તેમ વર્તે તેમ એ ભાન ભુલેલો આવેશ વશ મનુષ્ય પણ ન કરવા યોગ્ય કાર્યો કરી બેસે. અને તેથીજ જેને સનાતન ધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી. જે પૂર્ણ ભક્ત હતો તેજ કાલાચાંદરાય સનાતન ધર્મનો વિધ્વંસક બન્યો અને મૂર્તિઓ ભગાવી. પણ સમુદ્રમાં જેમ ભરતી પછી ઓટ થાય છે તેમ આવેશનો વેગ સમતાં તે પુનઃ પશ્ચાતાપ જળે નહાયો અને તેથી આ વાર્તા વાંચવા પછી આપણને મુખ્ય બોધ એ પણ મળે છે કે કદી પણ ક્ષણીક આવેશોને વશ ન થવું. મનુષ્યનું મન ધારે તો એને દેવ બનાવી શકે અને તેજ મન તેને રાક્ષસ પણ બનાવે. તેથી મનને સદા અંકુશમાં રાખવું. મનુષ્ય મનના દાસ નથી પણ મન મનુષ્યનું દાસ છે. અને એ દાસરૂપ મન ઉપર સ્વામીત્વ મેળવવું એ પ્રત્યેક મનુષ્યનો હક છે. શેઠ પોતાની શેઠાઇમાં ન વર્તે તો નોકર તેને માથે ચડી બેસે છે અર્થાત તેને ગાંઠતો નથી તેજ પ્રમાણે મનના સબંધમાં પણ છે. આ વાત બીજા પણ શું બોધોને સ્ફુરાવે છે. તે આપણે સંક્ષિપ્તમાં જોઇએ.

પ્રકરણ ૧ લામાં એક ઠેકાણે. (પૃષ્ઠ ૨) કહેવામાં આવ્યું છે કે આનંદજ જગત છે. અથવા જગતજ આનદ છે. તે ખરેખર સત્યજ છે. મનુષ્યનું સ્વસ્વરૂપ એ આનંદ પૂર્ણજ છે. મનુષ્ય પોતાના આનંદ સ્વરૂપને વિસારી આનંદને બહારના પદાર્થોમાં શોધે છે. પણ કસ્તુરી શોધનાર મૃગની માફક બહારના પદાર્થોથી તેને આનંદ કદી મળી શકે તેમ નથી. અને જે મળે છે તે ક્ષણીક છે. અને તેથી આનંદની પ્રાપ્તિને અર્થે જો કાંઇ કરવાનું હોય તો તે સ્વરૂપ શોધન એજ છે.

**દિવ્ય પ્રેમમાં શું શક્તિ રહેલી છે. તે દુલાલીના જીવનથી આપણને જાણી શકાય છે. નઝાનરાયનો** પુત્ર કાલાચાંદરાય હિંદુ હતો છતાં તે પોતાનો પ્રેમ તેને સમર્પી ચૂકી. દુલાલીના **અંતઃકરણમાં એ વખત શકા ન હતી કે મારો પ્રેમ સ્વીકારને પાત્ર થશે કે કેમ. તેને તો પ્રેમના** બળ ઉપરજ શ્રદ્ધા હતી. કાલાચાંદરાયને તેના પીતા તરફથી શુળીની સજા થઇ તોપણ પોતાની શ્રદ્ધા તેણે હચમચાવી ન હતી. પરિણામ શું આવ્યુ. પ્રેમના સામર્થ્યનો વિજય થયો. કાલાચાંદ રાયે તેને પોતાની કરી.

પથ્થર જેવા હૃદયો પણ જ્યારે એ પ્રેમના પ્રભાવથી પીગળે છે ત્યારે જો એજ અંતઃકરણના સાચા પ્રેમથી પ્રભુની ઉપાસના કરી હોય તો તે કેમ ન સાંભળે. પ્રભુનુ હૃદય કાંઇ પત્થર જેવું નિષ્ઠુર નથી. સંપૂર્ણ દયાવાન છે. ભકતની પ્રેમભકિત જોઈ તે દ્રવ્યા વગર રહેતુંજ નથી. એટલુજ નહિ પણ પ્રારબ્ધ કર્મોને પણ પ્રભુ પડતા મેલે છે.

આજ પ્રેમની અદ્ભુત અસરથી કાલાચાંદરાયે દુલાલીને સ્વીકારી. કાલાચાંદરાય નિશ્ચય બળમાં કેવો દૃઢતર અને વીરનર હતો તે પ્રસગ કેદખાનામાં જ્યારે તે કેદ પડેલો અને બાદશાહે શૂળી પર ચડાવવાનો હુકમ કરેલો અને દુલાલીની દાસી મોતીયા તેને છોડાવવા ગઇ ત્યારે તેણે શું કહ્યું છે.

કાલાચાંદ—શાહજાદીને કહેજે, તેમના આ નહિ પ્રાર્થના કરેલા અનુગ્રહ માટે હું કૃતજ્ઞ થયો છું. કિંતુ નઝાનરાયનો પુત્ર, બાદશાહના વિશ્વાસુ સેવક, પલાયન કરવાનું જાણતો નથી. મ્હારા પ્રાણ જઇ શકશે કિંતુ ચોરની પેઠે પલાયન કરવાનું થઇ શકશે નહિ.

મરણભય માથે હોવા છતાં શબ્દોમાં કેવી વીરતા છે. પ્રાણભય જેવા પ્રસંગોને અપવાદ રૂપ બાદ કરી સામાન્ય પ્રસગોને લઇએ અને વિચારીએ કે સામાન્ય પ્રસંગોમાં પણ આપણે સત્યનું પાલન કરીએ છીએ ખરા કે? જૂઠું બોલવામાંજ જાણે જીવનનું મહત્વ વધતું હોય તેવો વ્યવહાર આજે ચાલી રહ્યો છે. જે ભૂમિમાં હરીચદ્ર જેવા વચનને કાજે પોતાનું સર્વસ્વ ગુમાવનાર પુરૂષો હતા તેજ ભૂમિમાં આજે પોતાના અતઃકરણનો સહજ સરખો સ્વાર્થનો પ્રસંગ આવતા સત્યને વેગળું મૂકનાર પુરૂષો આજે અનંત છે. દેશની અધોગતિ તે કેમ ન થાય. જે પરમાત્મા સત્યમય છે. તે સત્ય સ્વરૂપને વિસારીને કરેલી પ્રવૃત્તિ આખરે શુન્યં શુન્યં અર્થાત્ મીંડા જેવીજ છે. હવે આપણે બીજો એક પ્રસંગ વિચારીએ. કાલાચાંદરાયે દુલાલીને ગ્રહણ કરી પ્રેમનો વિજય થયો. પણ જ્ઞાતિજનોએ તેને એક ઘર કર્યો. આમાં વાસ્તવિક શું છે? વર્ણલગ્ન ઉચિત છે કે કેમ? એ પ્રશ્ન પણ અહીં ઉપસ્થિત થાય છે. યથાર્થ તત્વજ્ઞની દ્રષ્ટિમાં તો જાતિ ભેદને સ્થાન નથી. તે તો સર્વને બ્રહ્મરૂપે જુએ છે. નાગર સ્ત્રી અને શુદ્રની સ્ત્રી બંનેના આત્મા તરફ તેની દ્રષ્ટિ હોય છે. અને તેમાં રહેલા એકજ આત્મતત્વને તે જુએ છે. અને આ દ્રષ્ટિએ

વર્ણલગ્ન અસંમત નથી. પરંતુ કાંઈ બધાજ માણસોની એવી યથાર્થ તત્વદ્રષ્ટિ ઉઘાડેલી હોતી નથી. અને તેટલા માટેજ સમાજે પોતાના નિયમો ઘડેલા છે. અને તેથી એ નિયમોનું પાલન કરવું એ દરેકનું કર્તવ્ય છે. નિયમાધિન વિશ્વ છે. અને જે મ્હોટા પુરૂષો છે તે કદી પણ પોતાને હાથે જે નિયમો વિઘાતક ન જણાતા હોય તેનો ઉચ્છેદ કરતા નથી. એક યોગી ધારે તો પોતાના યોગ બળે દિવસે પણ આકાશના તારા બતાવી શકે પણ એવો ચમત્કારિક વ્યતિકર તે પોતાને હાથે કરીને પોતાના પ્રાપ્ત બળનો દુર્વ્યય કરતો નથી. અને સઘળું નિયમે ચાલવા દે છે. આજ પ્રમાણે સામાજિક ઘટનાના નિયમોનું પણ છે. અને તેના પાલનથી વર્ણવ્યવસ્થા જળવાયલી રહે છે. તેથી સદ્વિવેકી મનુષ્યો તેને સમૂળ ઉચ્છેદ ઇષ્ટ ગણતા નથી. પણ ક્રમે ક્રમે સુધારો કરે છે. સમાજ તરફ જોતાં આજે અનેક પેટા જ્ઞાતિઓ અંદર અંદરના દ્વેષોને લઇ પડી ગઈ છે. અને તેથી પ્રથમ તો એ પેટા જ્ઞાતિઓ એક થાય એવા ઉપાયો યોજેછે. અને જ્યારે આવી રીતે સમાજમાં ક્રમથી સુધારો થતો આવે ત્યારે સામાજિક ઘટનામાં ક્ષોભ થતો નથી અને ક્રમે ક્રમે એકતાની દિશા તરફ ગતિ થતી રહે છે. દાખલા તરીકે નાગરમાં છ જાતના વિભાગ. ઔદિચ્યમાં ચાર જાતના વિભાગ. આવી રીતના વિભાગો એ શુ ઇષ્ટ છે? પોતાના ક્ષેત્રને સંકુચિતજ એ વિભાગો બનાવે છે. માટે એવા વિભાગોને તોડવા પ્રથમ પ્રયત્ન થવો જોઇએ. તેમ નહિ થાય અને સમાજની સામે બંડ ઉઠાવીને વર્ણ લગ્નના પ્રસંગો ઉપસ્થિત થશે તો સમાજ કોઇ દિવસ પણ પેલા વર્ણ લગ્નવાળાની હિમાયત કરશે નહિ અને કાલાચાંદરાયની માફક તેને એક ઘર રહેવું પડશે.

કાલાચાંદરાયને જ્યારે જગન્નાથજીમાં દેવનો કંઇ પણ આદેશ ન થયો ત્યારે તેને સંમોહ થયો ઉપાસનાના માર્ગમાં જ્યારે ઉપાસક સિદ્ધિને નથી મેળવતો ત્યારે ઘણે પ્રસંગે આમજ થાય છે. ઉપાસક બહિર્મુખ થઇ જાય છે. અને ઉપાસનાના સાધનોને છોડી દે છે. આ યોગ્ય છે કે અયોગ્ય એ વિચારવાનું પણ રહે છે. ઉપાસનાનો માર્ગ ઉપાસકને સિદ્ધિ આપે છેજ. પણ તે હૃદયના ભાવ પૂર્વક લેવાયો હોય ત્યારે. બહારની ડોળ ઘાલુ ઉપાસનાઓ કદી પણ સાક્ષાત્કારને કરાવતી નથી કાલાચાંદરાયે ઉપાસના કરી પણ દુલાલીનું તેને વિસ્મરણ ન થયું. અને પછી તેવી ઉપાસના સિદ્ધિને કેવી રીતે આપે. ઉપાસક બહારથી પોતાના નેત્ર સામે ઉપાસક દેવની મૂર્તિને લઇને બેઠો હોય અને અંદરથી વ્યવહાર ચિંતનો ચાલતાં હોય તો તે ઉપાસનાની સિદ્ધિ કોઈ દિવસ પણ થતી નથી. માટે જે કાંઇ થાય તે હૃદયના સાચા ભાવથી કરવું જોઇએ એવો ઉપદેશ પણ આ વાર્તાથી આપણને મળી શકે છે.

પોતાના સંમોહથી જગન્નાથની મૂર્તિનો જ્યારે કાલા ચાંદરાયે નાશ કર્યો અને પછી મોહ જતાં જ્યારે તેને પશ્ચાતાપ થયો ત્યારે તેના ગુરૂ બાવાજીએ શું કહ્યું છે. (જુઓ પૃષ્ઠ ૪૬)

"વત્સ અનાદી અવ્યય બ્રહ્મને ભસ્મ કરવાની તારી શું શકિત છે? તું હું નિમિતમાત્ર કર્તા માત્ર તેઓ એકજ. તું એક મને જગન્નાથનું શરણુ લે તેઓ તને સર્વ પાપથી મુકત કરશે. મૃત્યુમાંથી અમૃતમાં લઈ જશે." અહાહા? કેવો સુદર ઉપદેશ છે. જે કાંઇ થાય તે પ્રભુની ઇચ્છાથી થાય છે. તેથી પોતાના કૃતત્વાભિમાનને વિલાવી એમનામાંજ તન્મય થઇ જવાનુ છે. અને જીવની મુક્તિ પણ ત્યારેજ છે.

કાલાચાંદરાયે આ આદેશ લઇ જ્યારે ગંગામાં ઝોકાવ્યું અને એ ખબર જ્યારે ગૌડમાં પહોંચ્યા ત્યારે બાદશાહ સોલેમાને અશ્રુ પાડયા. બેગમે રડવા માંડયુ પણ દુલાલી રડી નહિ. અને માને બોલી, મા! એમ થઇ શકે નહિ, તેઓ દાસીને છોડીને જઇ શકે નહિ. કેવો દૃઢ અને બળવતર પ્રેમ. પતિનો પત્તો નથી વિશ્વાસુ સેવકો શોધ કરીને થાકયા પણ દુલાલી તો એમજ બોલી કે તેઓ મને છોડીને જઇ શકેજ નહિ તેના આ અંતરના પ્રેમે કાલાચાંદરાયને આકર્ષાઇ આવવું પડયુ.

દિવ્ય પ્રેમની અદ્‌ભુત શકિત? તને વંદન છે. તને ધારણ કરી મનુષ્યો પોતાનો ઇચ્છિત ઇપ્સિતાર્થ મેળવી શકે છે. સંસારમાં સ્વર્ગ ઉતારી શકે છે.

प्रभुशंकर.



પ્રગતિ મંદિર ગ્રંથમાળા

પ્રભુશંકર નરભેરામ વ્યાસ તરફથી પ્રસિદ્ધ થએલાં

## વાંચવા લાયક પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | મૂલ્યવાન રત્નો | ૦-૦-૬ |
| ૨ | સદ્બોધ સ્તવન માળા | ૦-૨-૦ |
| ૩ | કાવ્ય કુસુમ | ૦-૮-૦ |
| ૪ | પ્રાણાયામ ભાગ ૧લો (બીજી આવૃત્તિ) | ૦-૧૨-૦ |
| ૫ | શ્રેય સુધાકર | ૧-૦-૦ |
| ૬ | મુક્તિ મણિમાળા | ૦-૦-૦ |
| ૭ | આધ્યાત્મિક માર્ગ પ્રકાશ | ૦-૮-૦ |
| ૮ | સુલતાન બહાદુરની ચિતોડપર ચ્હડાઇ | ૧-૦-૦ |
| ૯ | સંસાર દર્પણ | ૧-૦-૦ |
| ૧૦ | ગૃહસ્થાશ્રમ (બીજી આવૃત્તિ) | ૨-૮-૦ |
| ૧૧ | આરોગ્ય (સચિત્ર) | ૦-૧૦-૦ |
| ૧૨ | પ્રાણચિકિત્સા | ૦-૩-૦ |
| ૧૩ | રૂદ્રાક્ષ જાબાલોપનિષદ્ | ૦-૬-૦ |
| ૧૪ | શ્રીસુબોધ વાર્તામાળા | ૦-૮-૦ |
| ૧૫ | સુખનો મહામંત્ર | ૦-૨-૦ |
| ૧૬ | સૂત સંહિતા | ૨-૦-૦ |
| ૧૭ | પ્રાણાયામ ભાગ ૨જો | ૧-૦-૦ |
| ૧૮ | યોગના અભ્યાસ પાઠો | ૧-૦-૦ |
| ૧૯ | મનકામના પૂર્ણ કરવાનો માર્ગ | ૨-૦-૦ |
| ૨૦ | સુબોધક વાર્તા સંગ્રહ | ૦-૨-૦ |
| ૨૧ | આંતર સરિતા | ૦-૪-૦ |

પોષ્ટેજ દરેકનું જુદું. વિગતવાર લીસ્ટ મંગાવો.

વિશ્વજ્યોતિ કાર્યાલય અઠાજણ-સુરત.